જૈન શિક્ષાવલી શ્રેણી ત્રીજી પુષ્પ પહેલું

# ભાવના ભવનાશિની



લેખક

સાહિત્યવારિધિ શતાવધાની પંડિત

## શ્રી ધીરજલાલ ટોકરશી શાહ



પ્રકાશક

જૈન સાહિત્ય-પ્રકાશન-મંદિર

મુંબઈ – ૯

મૂલ્ય પચાસ નયા પૈસા

પ્રકાશક
નરેન્દ્રકુમાર ટી. શાહ
વ્યવસ્થાપક જૈન સાહિત્ય-પ્રકાશન-મંદિર
લધાભાઈ ગુણપત બીલ્ડીંગ
ચીંચબંદર, મુંબઈ-૯.

પ્રથમ આવૃત્તિ
સં ૨૦૧૭ સને ૧૯૬૧


મુદ્રક
મણિલાલ છગનલાલ શાહ
ધી નવપ્રભાત પ્રિન્ટીંગ પ્રેસ
ઘીકાંટારોડ, અમદાવાદ.

# પ્રકાશકનું નિવેદન

સં ૨૦૧૪ ના શ્રાવણ વદિ આઠમને રોજ જૈન શિક્ષાવલીની યોજના સક્રિય બની હતી તે વખતે તેની ત્રણ શ્રેણીઓ પ્રગટ કરવાની ભાવના હતી, જે આ શ્રેણીના પ્રકાશન સાથે પૂર્ણ થાય છે અને અમારા હૃદયમાં અપૂર્વ આનંદની લહરિઓ પ્રકટાવતી જાય છે

આ પુસ્તકો માટે અમને આજસુધીમાં વણમાગ્યા અનેક અભિપ્રાયો પ્રાપ્ત થયા છે અને તેમાં આ પુસ્તકોની ઉપયોગિતા તથા રસમય શૈલી વિષે સંતોષ કે આનંદ પ્રગટ કરવામાં આવ્યો છે, એટલે અમારો આ પ્રયાસ સફલતાને પ્રાપ્ત થયો છે, એમ માનીએ તો અયોગ્ય નથી

આ ત્રણ શ્રેણીમાં કુલ ૧૭૦૦ ઉપરાંત પૃષ્ઠોનું વાચન અપાયું છે અને તેમાં અનેક ઉપયોગી બાબતોનો સમાવેશ કરવામાં આવ્યો છે એટલે જેને જૈન ધર્મના વાસ્તવિક મર્મથી પરિચિત થવું છે, તેને માટે તે અત્યંત ઉપયોગી છે, એમ કહેવામાં અમે જરાય સંકોચ અનુભવતા નથી

દર વર્ષે એક એક શ્રેણીનું પ્રકાશન થઈ શક્યું, તેમાં પૂજ્ય આચાર્યો, મુનિવરો, ધર્મરસિક તથા સાહિત્યપ્રિય ગૃહસ્થો, સબંધીઓ અને મિત્રો એ બધાનો સહકાર કારણભૂત છે, તેથી આ તકે એ બધાનો હાર્દિક આભાર માનીએ છીએ અને હવે પછીની અમારી સાહિત્યપ્રકાશનની યોજનાને એજ રીતે સહકાર આપતા રહેવાની વિનતિ કરીએ છીએ

વિશેષ આભારદર્શન આ શ્રેણીનાં છેલ્લા પુસ્તકમાં આપેલું છે, તે જોઈ જવા વિનંતિ છે

પ્રકાશક

# વિષયાનુક્રમ



॥ ॐ ह्रीँ अर्ह नम ॥

# ભાવના ભવનાશિની

[ દ્વાદશ અનુપ્રેક્ષા ]

## ૧—નિબંધનુ પ્રયોજન

'ભાવના ભવનાશિની' એ સૂત્ર જૈન મહર્ષિના મુખમાથી ઉદ્ભવેલુ છે અને કાળના દીર્ઘ પ્રવાહના તરતું તરતું આપણા સુધી પહોચ્યુ છે દ્વિપદીરૂપ આ સૂત્રમા પદલાલિત્ય[1] અને અર્થગૌરવ[2] બન્ને છે, તેથી તે પડિતોની પ્રશસા પામે કે વિદ્વાનો વડે વારવાર વખણાય એમા આશ્ચર્ય નથી અમને પોતાને આ સૂત્ર ખૂબ ગમે છે, કારણ કે તેણે અમારા જડપ્રાય જીવનમાં ચેતનની ચીનગારી મૂકી છે અને અમને આ દૃશ્ય જગતથી નિરાળા

૧ પદોનુ સમાનતાથી શરૂ થવુ અને તેમા એક બીજાને મળતા એવા વર્ણોની ગોઠવણ હોવી એ પદલાલિત્ય છે પ્રસ્તુત સૂત્રમાં ભાવના અને ભવનાશિની એ બન્ને પદો ભ વર્ણથી–અક્ષરથી શરૂ થાય છે અને તેમનો બીજો તથા ત્રીજો વર્ણ પણ સમાન છે ગુજરાતીમા પદલાલિત્યને પ્રાસબદ્ધ કે વર્ણસગાઈ કહેવામા આવે છે

૨ જેમાં અર્થની ગભીરતા હોય, અર્થનુ ઊડાણ હોય અર્થની વિપુલતા હોય, એ અર્થગૌરવથી યુક્ત કહેવાય પ્રસ્તુત સૂત્રમા ભાવના અને ભવનાશ એ બન્ને એવા શબ્દો છે કે જેના પર ગમે તેટલુ વિવેચન કરીએ તેટલ ઓછુ જ છે, તેથી તે અર્થગૌરવથી યુક્ત છે.

એવા એક અદૃશ્ય જગતની ઝાખી કરાવી છે અન્ય મુમુક્ષુઓને પણ આવો જ અનુભવ થયો હશે, એમ અમે માનીએ છીએ

આવા એક પ્રાચીન, પવિત્ર, સુંદર સૂત્રના અર્થ-ભાવ-રહસ્યનો પ્રકાશ કરવો, એ પ્રસ્તુત નિબધનુ પ્રયોજન છે

## ૨—સૂત્રાર્થ વિચાર

શાસ્ત્રોમા ગણધર ભગવતો, ચતુર્દશ પૂર્વધરો અને અભિન્નદશપૂર્વી મહાત્માઓની રચનાને સૂત્ર કહેવામા આવે છે, તેમ વ્યવહારમા થોડા શબ્દો અને વિશેષ ભાવવાળી રચનાને સૂત્ર કહેવામા આવે છે અહી આ વ્યાવહારિક અર્થમા જ 'ભાવના ભવનાશિની' એ વાક્યને સૂત્ર સમજવાનુ છે

આ સૂત્ર ગદ્યાત્મક નહિ, પણ પદ્યાત્મક છે પદ્યાત્મક એટલા માટે કે તે અનુષ્ટુપ્ છંદનુ એક ચરણ છે છંદ-શાસ્ત્રીઓ કહે છે કે 'અનુષ્ટુપ્નુ એક ચરણ આઠ અક્ષરનુ બનેલુ હોય, તેમા પાચમો અક્ષર લઘુ હોય અને છઠ્ઠો અક્ષર ગુરુ હોય' પ્રસ્તુત સૂત્રમા આ બધા લક્ષણો બરાબર જોઈ શકાય છે

આ સૂત્રનો પ્રતિપાદ્ય વિષય 'ભાવના' છે તેના સબંધમા એમ કહેવામા આવ્યુ છે કે તે '**ભવનાશિની**' છે ભવનાશિની એટલે ભવનો નાશ કરનારી, ભવનો અત લાવનારી

ભાવ અને ભાવના એ શબ્દો જૈનકુળમા જન્મેલાઓ-

માટે નવા નથી, કારણ કે નાનપણથી જ તે એમના કર્ણપટ પર અથડાય છે

ભાવે જિનવર પૂજીએ, ભાવે દીજે દાન,
ભાવે ભાવના ભાવીએ, ભાવે કેવળજ્ઞાન

આ શબ્દો કયા જૈન બાળકે સાભળ્યા નહિ હોય ? વળી જિનમદિરમા થતી ભાવના અને ઉપાશ્રયમા થતી પ્રભાવના પણ એના મનમા ભાવ અને ભાવનાના જ સસ્કારો રેડે છે આમ છતા વિષયનો વ્યવસ્થિત બોધ થાય તે માટે, ભાવના અગે કેટલુક વિવેચન જરૂરી છે

ભાવના શબ્દનુ મૂળ ભાવમા છે અને ભાવ શબ્દ વિચાર, સ્મરણ, ઈચ્છા, રુચિ, ઉલ્લાસ, ગુણ વગેરે અનેક અર્થોમા વપરાય છે, એટલે જાણી લેવુ જરૂરનુ છે કે તે અહીં કયા અર્થમા વપરાયેલ છે આ માટે તો આપણે શાસ્ત્રકાર ભગવતો તરફ જ દૃષ્ટિ દોડાવવાની રહી તેઓ અહીં ભાવ શબ્દનો પ્રયોગ વિચાર અને સ્મરણ એ બે અર્થોમા કરે છે, તે નીચેની વ્યાખ્યાઓ જોવાથી બરાબર સમજી શકાશે

**ભાવનાની પ્રથમ વ્યાખ્યા** જે ભવવૈરાગ્યાદિ નિમિત્તે વારવાર ભાવવામા—વિચારવામા આવે છે તે ભાવના

**ભાવનાની બીજી વ્યાખ્યા** જેના પુન પુન સ્મરણ વડે આત્મા મોક્ષાભિમુખ થાય તે ભાવના

આ બને વ્યાખ્યાઓ સુદર છે અને જૈન પરપરામા ભાવના શબ્દથી શુ સમજવામા આવે છે ? તેનો સ્પષ્ટ

ખ્યાલ આપી જાય છે પરંતુ ભાવના વસ્તુસ્વરૂપે શું છે? એ પ્રશ્ન ઊભો રહે છે તેનો ઉત્તર આપતા શાસ્ત્રકાર ભગવંતો જણાવે છે કે 'તે શુભ વિચારમય એક પ્રકારની મનોવૃત્તિ છે'

આ બધી વસ્તુનો સમગ્ર રીતે વિચાર કરતા એમ સમજાય છે કે '**જે મનોવૃત્તિ શુભ વિચારવાળી હોય અને આત્માને મોક્ષનો અભિલાષી બનાવવા પૂર્વક વૈરાગ્યાદિ મ યમસાધનો પ્રત્યે દોરી જતી હોય, તેને ભાવના જાણવી**'

**૩—ભાવના એ યોગનુ જ એક અગ છે**

ભાવનાનુ મહત્ત્વ અને સ્થાન સમજવા માટે હજી આપણે વિશેષ વિચારણા કરવાની છે એની શરૂઆતમા અમે એમ કહીએ કે ભાવના એ યોગનુ જ એક અગ છે, તો જરાયે ભડકશો મા અહીં તમે કદાચ એવો પ્રશ્ન કરશો કે 'આ વસ્તુ તમે સ્વકલ્પનાથી કહો છો કે કોઈ પરપરા યા પ્રમાણના આધારે કહો છો?' તો અમે તેનુ સમાધાન કરવા તૈયાર છીએ આ વસ્તુ અમે પરંપરા અને પ્રમાણ બનેના આધારે કહીએ છીએ, પણ સ્વકલ્પનાથી કહેતા નથી

જૈન શાસ્ત્રોમાં એમ કહ્યુ છે કે 'જેઓ નિર્વાણ-સાધક યોગને સાધે તે સાધુ' એટલે સાધુજીવન એ એક પ્રકારની યોગસાધના છે

જૈન કથાનકો અને ચરિત્રો આપણને એમ જણાવે છે કે નિર્વાણ–મોક્ષ–મુક્તિના અભિલાષી મુનિવરો પોતાની

યોગસાધનાને સફળ બનાવવા માટે કાયોત્સર્ગનો આશ્રય લેતા અને તે વખતે કોઈ પણ એક ભાવનાને પકડી તેને ખૂબ બળવાન બનાવતા આમ જુદા જુદા પ્રકારની ભાવનાઓ ભાવતા તેમને ક્ષપકશ્રેણિનુ પગથિયુ હાથ લાગી જતુ અને તેઓ સડસડાટ બારમા ગુણસ્થાને પહોચી જતા કે જ્યા મોહનીય કર્મ સાથેનુ યુદ્ધ પૂરુ થાય છે અને આત્મા વિજયી બનીને વીતરાગ અવસ્થાને પામે છે શુ આ પરપરા ભાવનાનુ યોગત્વ સિદ્ધ કરતી નથી?

પ્રમાણની વાત ઉપસ્થિત થાય છે, ત્યારે પાઠકો પ્રાચીનતા અને પ્રબળતા બન્નેની અપેક્ષા રાખે છે, માટે જ અહી અમે આધુનિક કે અલ્પેટપ્પુ પ્રમાણ આપીને કામ ચલાવવા માગતા નથી અમે તો વર્તમાન શાસનના અધિપતિ ચરમ જિનેશ્વર વિશ્વવદ્ય પ્રભુ મહાવીરે જે શબ્દો શ્રીમુખે પોતાના શિષ્યોને કહ્યા હતા, તે જ અહી રજૂ કરવા ઈચ્છીએ છીએ સૂત્રકૃતાગ નામના દ્વિતીય અગસૂત્રમા તે સગ્રહાયેલા છે, અને તેમાથી જ અહી નિમ્ન પક્તિઓનુ અવતરણ કરીએ છીએ —

भावणाजोगसुद्धप्पा, जले नावा व आहिया ।
नावा व तीरसम्पन्ना, सव्वदुक्खा तिउट्टई ॥

આ પક્તિઓનો અર્થ એ છે કે 'ભાવનારૂપી યોગથી શુદ્ધ થયેલા આત્માને જલમા નૌકા સમાન કહેલો છે નૌકા જેમ (અથાગ જળનો પાર કરીને) કિનારે પહેચે છે, તેમ આવો શુદ્ધ આત્મા (ભવપરંપરાનો નાશ કરીને) સર્વ

દુ ખનો અત કરે છે ' અહી કૌસમા મૂકેલા શબ્દો અધ્યાહાર રૂપે સમજવાના છે

જ્યારે શાસનનાયક પોતે જ ભાવનાને યોગ તરીકે ઓળખાવે, ત્યારે વિશેષ ચર્ચા કે પરામર્શને સ્થાન રહેતું નથી સુપ્રીમ કોર્ટનો ફેસલો આવી ગયા પછી આગળ વિવાદ ચાલે છે ખરો?

આમ છતા પાઠકની વિશેષ પ્રતીતિ માટે અમે જણાવીએ કે ભાવના એ યોગનુ અતિ મહત્ત્વનુ અ ગ છે, તેથી જ કલિકાલ સર્વજ્ઞે યોગશાસ્ત્રમા અને શ્રી શુભચદ્રાચાર્યે જ્ઞાનાર્ણવમા તેનો વિચાર કરેલો છે અને તેને નિર્મમત્વ સાધનાર તથા આત્મશુદ્ધિ કરનાર કહેલો છે

યોગશાસ્ત્રના શબ્દો એવા છે કે 'साम्य स्यान्निर्ममत्वेन तत्कृते भावना श्रयेत् —સમભાવ નિર્મમત્વ વડે થાય છે અને નિર્મમત્વ સિદ્ધ કરવા માટે ભાવનાઓનો આશ્રય કરવો '

જ્ઞાનાર્ણવના શબ્દો એવા છે કે—

चिनु चित्त भृश भव्य भावना भावशुद्धये ।
या सिद्धान्तमहातन्त्रे, देवदेवैं प्रतिष्ठिता ॥

'હે ભવ્ય! તુ ભાવોની શુદ્ધિ માટે તારા ચિત્તમાં ભાવનાઓનુ બગબર ચિતન કર કે જેના સિદ્ધાતગ્રથોમા શ્રીજિનેશ્વરદેવે ઘણા વખાણ કરેલા છે '

શ્રીપતજલિ મુનિ આદિ અન્ય યોગવિશારદોએ પણ ભાવનાનો યોગના એક અગ તરીકે સ્વીકાર કર્યો છે અને

તેનુ સ્વરચિત યોગશાસ્ત્રમા વર્ણન કર્યુ છે ભાવનાના યોગત્વ સબધમા આથી વિશેષ અમારે કઈ કહેવાનુ નથી

## ૪—તાત્ત્વિક દૃષ્ટિએ ભાવનાનુ સ્થાન

કેટલાક કહે છે કે 'તમે ભાવનાને યોગનુ અગ સિદ્ધ કર્યુ, એ ઠીક છે, પણ અમે તો તત્ત્વરસિક છીએ અને તત્ત્વની વાતને જ વિશેષ પ્રધાનતા આપીએ છીએ તેથી તમને પૂછીએ છીએ કે તાત્ત્વિક દૃષ્ટિએ ભાવનાનુ સ્થાન શુ ? જો આપણા તત્ત્વવિચારમા તેને સ્થાન મળ્યુ હોય તો જણાવો '

આ પરથી અમને આશ્ચર્ય થાય છે સાથે ખેદ પણ થાય છે કે આ આપણી કેવી સ્થિતિ ? શું યોગ એ મહત્ત્વની વસ્તુ નથી કે તેને ઠીક કહીને અવગણવામા આવે છે ? જો યોગ એ બીનમહત્ત્વની અને નગણ્ય વસ્તુ હોયતો તીર્થંકર પરમાત્મા તેને યોગ તરીકે શા માટે ઓળખાવે ? અમે અહી એ સ્પષ્ટતા કરવા ઈચ્છીએ કે યોગ એ પારકા ઘરની પેદાશ નથી, પણ જિનશાસનની પોતાની જ વિભૂતિ છે અને તે જૈન તત્ત્વજ્ઞાનમાથી જ ઉદ્ભવેલી છે અસ્તુ, હવે અમે પૂછાયેલા પ્રશ્નોના ઉત્તર આપીશુ

જૈન દૃષ્ટિએ તત્ત્વો નવ છે (૧) જીવ, (૨) અજીવ, (૩) પુણ્ય, (૪) પાપ, (૫) આશ્રવ, (૬) સવર, (૭) નિર્જરા, (૮) બધ અને (૯) મોક્ષ 'તત્ત્વો નવ છે કે સાત ?' અથવા 'તેનો આ ક્રમ બરાબર છે કે કેમ ?' એનો વિવાદ અમે નહિ કરીએ, કારણ કે વર્તમાનકાળે નવ

તત્ત્વનો સર્વમાન્યસ્વીકાર છે અને નવતત્ત્વપ્રકરણમા તત્ત્વોનો આ જ ક્રમ આપેલો છે

આ તત્ત્વો પૈકી છઠ્ઠા સવરતત્ત્વમા ભાવનાની ભવ્ય પ્રતિષ્ઠા થયેલી છે, તે નવતત્ત્વપ્રકરણના શબ્દોમા જ સાભળો —

समिई गुत्ती परिसह, जइधम्मो भावणा चरित्ताणि ।
पण-ति-दुविस-दस-बार-पचभेएहिं सगवन्ना ॥

'સમિતિ, ગુપ્તિ, પરીષહ, યતિધર્મ, ભાવના અને ચારિત્ર એ સવરના મુખ્ય ભેદો છે તે અનુક્રમે પાચ ત્રણ, બાવીશ, દશ, બાર અને પાચ પ્રકારના છે, એથી સવરના કુલ ભેદ સત્તાવન છે

સવર એ આત્માને કર્મના હલ્લામાથી બચાવવાનો એક સરક્ષણાત્મક વ્યૂહ છે અને ભાવના તેમા યોગ્ય સ્થાને ગોઠવાયેલી છે, એટલે તે આત્મશુદ્ધિની સરક્ષિકા મહાદેવી છે તત્ત્વરસિકોને આથી વધારે ખુલાસો જોઈએ છે શુ ?

## ૫—ભાવનામા વૈજ્ઞાનિક તથ્ય ઘણુ છે

કેટલાક કહે છે કે 'ધર્મશાસ્ત્ર, યોગશાસ્ત્ર અને તત્ત્વજ્ઞાનના આ પ્રમાણો અમને આનદ કે પ્રતીતિ ઉપજાવી શકતા નથી, કારણ કે અમે તો વૈજ્ઞાનિક રીતે જે કઈ સિદ્ધ થાય તેને જ સત્ય અને ઉપયો[illegible] છીએ, તેથી ભાવનામા કઈ વૈજ્ઞ[illegible]

ખરેખ[illegible] !

[illegible] કરવો જ રહ્યો

ખોટું, તત્ત્વજ્ઞાન કહે તે ખોટું અને માત્ર વિજ્ઞાન કહે તે જ સાચું ! આ પણ એક જાતની વિચિત્ર અંધશ્રદ્ધા જ ને ?

જ્યારે વૈજ્ઞાનિકો પોતે એમ કહે છે કે અમે પરમ સત્યની નજીક પહોંચ્યા નથી, [1]અમારું જ્ઞાન અધૂરું છે [2]અને તેથી અમારા નિર્ણયો અમારે વારંવાર ફેરવવા પડે છે, ત્યારે વિજ્ઞાનના આ અંધભક્તો તેમને સર્વજ્ઞની કોટિમાં મૂકી દે છે અને તેમનો શબ્દ એ જ છેલ્લો શબ્દ છે, એમ માને છે! આને અંધશ્રદ્ધાની અવધિ નહિ તો બીજું શું કહી શકીએ ?

આપણા નિગ્રંથ, ત્યાગી, ચારિત્રવાન ગુરુઓ અમુક વાત કહેતા, તેનો 'બાબાવાક્ય પ્રમાણ' કહીને ઉપહાસ કરવામાં આવતો, ત્યારે આ 'બાબાવાક્ય' પ્રમાણની જ બીજી આવૃત્તિ નથી શું ?'

જો પ્રયોગો અને નિરીક્ષણો પરથી જ પરમ સત્યની પ્રાપ્તિ થતી હોત તો વૈજ્ઞાનિકોને એ સત્ય ક્યારનું યે મળી ગયું હોત, પણ એ માટે એથી કંઈક અધિક વસ્તુની જરૂર છે, અને તે ઇંદ્રિયો અને મનથી પર થઈને વસ્તુનું સ્વરૂપ જોવાની વિશિષ્ટ શક્તિ અર્થાત્ વિજ્ઞાન–વિશિષ્ટ જ્ઞાન તો આ જ છે

1 It is the general recognition that we are not yet in contact with ultimate reality —Sir games Jeans in the mysterious Universe p 111

2 We are beginning to appreciate better, and more thoroughly, how Great is the range of our ignorance' Leopold Infeld

આ બધુ અમે વિજ્ઞાનની નિર્ભર્ત્સના કરવા માટે કહેતા નથી, પણ પ્રશ્નકારના મનમા વિજ્ઞાન માટે જે એકાંત આગ્રહ બધાયો છે અને ધર્મશાસ્ત્ર આદિ માટે પૂર્વગ્રહ પ્રવર્તે છે, તેનુ નિવારણ કરવા અર્થે જ કહીએ છીએ

વિજ્ઞાનની એક શાખા કે જે આજે સાઈકોલોજી–મનો વિજ્ઞાનના નામથી ઓળખાય છે, તે મનને લગતા વ્યાપારો જ્ઞાનપ્રાપ્તિ, આદતો, જીવનની રહેણીકરણી વગેરેને અભ્યાસ કરે છે અને તેમાથી કેટલાક સિદ્ધાતો તારવીને જગત સમક્ષ રજૂ કરે છે તેને નજર સમક્ષ રાખીને જ અમે હવે પછીની પક્તિઓ લખી રહ્યા છીએ

બધા મનોવૈજ્ઞાનિકો એમ માને છે કે વિચારમા એક પ્રકારની શક્તિ રહેલી છે, એટલે કોઈ પણ વિચારનુ વારવાર પુનરાવર્તન કરીએ કે તેને અનુકૂળ બીજા વિચારો વડે પુષ્ટ કરીએ તો એ શક્તિ વિકાસ પામે છે અને તેની પોતાના જીવન પર તેમજ અન્ય પ્રાકૃતિક પદાર્થો પર અસર થાય છે પ્રયોગોએ આ વાત સાબીત કરી આપી છે અહી જણાવવાનુ એટલુ છે કે એક જ વિચારનુ વારવાર પુનરાવર્તન કરવું કે તેને અનુકુળ બીજા વિચારે વડે પુષ્ટ કરવો, એનુ નામ જ ધર્મશાસ્ત્રકથિત ભાવના છે! એટલે ભાવનામા વૈજ્ઞાનિક તથ્ય ઘણુ છે

## ૬—ભાવના એટલે અનુપ્રેક્ષા

વાચકમુખ્ય શ્રી ઉમાસ્વાતિ મહારાજે તત્ત્વાર્થાધિગમ-સૂત્રના નવમા અધ્યાયના બીજા સૂત્રમા જણાવ્યુ છે કે "स गुप्ति-समिति-धर्मानुप्रेक्षा-परीषहजय-चारित्रैः । તે (સવર)

ગુપ્તિ, સમિતિ, ધર્મ, અનુપ્રેક્ષા, પરીષહજય અને ચારિત્ર વડે (સિદ્ધ થાય છે) અહી તેમણે ભાવનાના સ્થાને અનુપ્રેક્ષા શબ્દ મૂકેલો છે, એટલે ભાવનાનુ બીજુ નામ અનુપ્રેક્ષા છે અર્ધમાગધી ભાષામા તેને અણુપ્પેહા કહેવામા આવે છે

'અનુપ્રેક્ષાનો અર્થ શુ ?' એ પ્રશ્ન પાઠકોના મનમા ઉઠશે, એટલે અહી જણાવીએ છીએ કે અનુપ્રેક્ષા એટલે ચિતન, અનુચિતન કે પુન પુન સ્મરણ સ્થાનાગસૂત્રની ટીકામા તેને માટે ચિતનિકા એવો શબ્દપ્રયોગ પણ કરેલો છે, એટલે ભાવના એ વિશિષ્ટ પ્રકારનુ ચિતન છે

કાયોત્સર્ગનુ આલબન લઈને ધ્યાનસિદ્ધિ કરતી વખતે અનુપ્રેક્ષા અત્યત જરૂરી બને છે તે અગે અમે શ્રીપ્રતિક્રમણસૂત્ર-પ્રબોધટીકાના પ્રથમ ભાગમા ઓગણીસમા સૂત્રના અર્થનિર્ણય પ્રસગે જણાવ્યુ છે કે 'ચિત્ત જ્યારે ધ્યેયનુ સૂક્ષ્માતિસૂક્ષ્મ ચિતન કરવા લાગે છે અને એ રીતે તેમા લીન થતુ જાય છે, ત્યારે અનુપ્રેક્ષા વિશદ થઈ કહેવાય છે આવી અનુપ્રેક્ષા જ્યારે વૃદ્ધિ પામતી ઉત્કૃષ્ટ કોટિએ પહોચે છે, ત્યારે ચિત્તની વૃત્તિઓ ધ્યેયમા તદાકાર થઈ જાય છે અને તે જ ધ્યાનસિદ્ધિ છે'

શાસ્ત્રકારોએ અનુપ્રેક્ષાને અનલ એટલે અગ્નિની ઉપમા આપી છે જેમ અનલ સુવર્ણમા રહેલા સર્વ કચરાને બાળી નાખે છે, તેમ અનુપ્રેક્ષારૂપી અનલ આત્મારૂપી સુવર્ણમા રહેલ 'સર્વપ્રકારના મલ એટલે કર્મને બાળી નાખે છે,

તેથી નિર્મળ સ્વરૂપની પ્રાપ્તિ થાય છે અને નિરુપસર્ગાવસ્થા અર્થાત્ મોક્ષને પામી શકાય છે

અનુપ્રેક્ષાનુ આ વિવરણ સ્પષ્ટ બતાવે છે કે ભાવના એ ભવનાશ કરવાનો એક અમોઘ ઉપાય છે અને તેથી જ જૈન મહર્ષિઓએ તેને પોતાની યોગસાધનાનો એક આવશ્યક ભાગ માન્યો છે

## ૭—ભાવનાના બાર પ્રકારો

અમે ઉપર નવતત્ત્વપ્રકરણની ગાથાનુ જે ઉદ્ધરણ આપ્યુ છે, તેમા ભાવનાના બાર પ્રકારો હોવાનુ સ્પષ્ટ જણાવ્યુ છે

ભાવનાના પ્રકારો બાબતમા હજી સુધી કોઈ વિવાદ જાગ્યો નથી, એટલે કે કોઈએ તેને બારને બદલે દશ, આઠ કે છ અથવા ચૌદ, સોળ કે અઢાર પ્રકારની વર્ણવી નથી.

શ્રીતત્ત્વાર્થાધિગમસૂત્ર, શ્રીપ્રશમરતિ પ્રકરણ, શ્રીશાંતસુધારસ ભાવના વગેરે ગ્રથોમા બાર ભાવનાના નામો નીચે પ્રમાણે જણાવેલા છે –

| | |
|---|---|
| ૧ અનિત્યભાવના | ૭ આશ્રવભાવના |
| ૨ અશરણભાવના | ૮ સવરભાવના |
| ૩ સસારભાવના | ૯ નિર્જરાભાવના |
| ૪ એકત્વભાવના | ૧૦ ધર્મસ્વાખ્યાતભાવના |
| ૫ અન્યત્વભાવના | ૧૧ લોકસ્વરૂપભાવના |
| ૬ અશુચિભાવના | ૧૨ બોધિદુર્લભભાવના |

'આનો અર્થ એમ સમજવાનો છે કે જૈન મહર્ષિઓએ

શુભ ચિંતનની ધારાના બાર વિષયો નક્કી કર્યા છે અને સાધકે એ વિષયને અનુકૂળ ચિંતન કરવાનું છે

જૈન શિક્ષાવલીની પ્રથમ શ્રેણીના દશમા નિબંધ યોગાભ્યાસમા અમે આ ભાવનાઓનો નિર્દેશ કર્યો છે અને દરેક ભાવનામા શુ કરવાનુ હોય છે, તે અતિ સક્ષેપમા જણાવ્યુ છે, પરંતુ અહી ભાવનાનો વિષય મુખ્ય હોવાથી તેનુ યોગ્ય વિવરણ કરીએ છીએ

## ૮—અનિત્યભાવના (૧)

શરીર, યૌવન, સંપત્તિ, અધિકાર અને અભ્યતર વિકલ્પોની અનિત્યતા ચિતવવી, તે આ ભાવનાનો મુખ્ય વિષય છે

આ બધી વસ્તુઓ અનિત્ય છે, એમ તો આપણે જાણીએ છીએ, પણ આપણુ એ જ્ઞાન ઉપરછલ્લુ છે શાસ્ત્રીય પરિભાષામા કહીએ તો વિષયપ્રતિભાસ છે તેથી આપણી અનિત્ય વસ્તુઓ પ્રત્યેની આસક્તિ ટળતી નથી આપણે જીવનવ્યવહાર તો એવો જ ચાલે છે કે જાણે આ બધી વસ્તુઓ નિત્ય હોય ! તાત્પર્ય કે આપણા હૃદયની ઊડાણમા તેની અનિત્યતા વસી નથી એ અનિત્યતા વસે અને પૂરા જોરથી વસે તો આસક્તિ છૂટી જાય અને તેની સામે નજર કરવાની પણ ઈચ્છા ન થાય

અનિત્યતાનો આ ભાવ હૃદયમા દઢ કરવા માટે નીચે પ્રમાણે વિચારો કરવા ઘટે –

'આ શરીર નિત્ય નથી, ક્ષણભંગુર છે જેમ મીઠાની પોટલીને ઓગળતા વાર લાગતી નથી કે તૃણ પરના તુષાર-બિંદુને ખરી પડતા વાર લાગતી નથી, તેમ એને પડતા વાર લાગતી નથી! એ ગમે ત્યારે પડી જ જશે!

શરીર કોના નિત્ય રહ્યા છે? જે શરીરો પ્રથમ પંક્તિના ગણાતા, જેનુ રોજ અપૂર્વ ભોજનો વડે પોષણ થતુ, જેની સારસભાળ માટે ને કડો સેવક કામ કરતા, એ શરીરો પણ એક દિવસ પડી ગયા, તો મારા શરીરનો ભરોસો શું?

ધાન્ય સવારે રાધ્યુ હોય અને બપોરે બગડી જાય છે, તેમ આ શરીર ઘડી પહેલા સાજુ-નરવુ લાગતુ હોય અને બીજી જ ઘડીએ રોગથી ઘેરાઈ જાય છે! ચક્રવર્તી સનત્કુમારનુ શરીર કેવુ નીરોગી, કવુ સુદર હતુ? પરતુ ઘડી પડી જ તેમા રોગો ઉત્પન્ન થઈ ગયા અને તેની બધી કાંતિ હણાઈ ગઈ! ત્યારે આ સામાન્ય કોટિના ઔદારિક શરીરનુ તો કહેવુ જ શુ?

હે જીવ! તને જો યૌવનની ખુમારી હોય તો એ ખોટી છે, રે! તદન ખોટી છે યૌવન તો ચાર દિવસનુ ચાદરણુ છે, તેને ચાલ્યુ જતા શી વાર? ગઈ કાલે જેઓ યૌવનમા મસ્ત હતા અને જેમનો પગ ધરતી પર છબતો ન હતો, તે આજે ધનુષ્યના જેવી વાંકી કેડ કરીને લાકડીના ટેકે ડગમગતા ડગમગતા ચાલે છે! તેમની આખમા નૂર નથી, મુખમા દાત નથી અને છાતીમા જોમ નથી! જે ચામડીમાથી તેજની ટશરો ફૂટતી અને જેમના લાવણ્ય પર

દુનિયા મુગ્ધ થતી તે ચામડીના હાલહવાલ તો જો! તેનુ તેજ હણાઈ ગયુ છે અને તેની રચના પે વિકૃતિ થઈ ગઈ છે! તેમા કરચલીઓનો પાર નથી! જે વાળ વાંકડિયા, કાળા, સુદર, સુશોભિત લાગતા હતા, તે આજે સીધા, રૂની પૂણી જેવા શ્વેત અને શોભારહિત બની ગયા છે!

હે જીવ! તુ યૌવનની ખુમારીમા ઘરડા-બુઢ્ઢાની મશ્કરી કરે છે, પણ તારેય એક દિવસ ઘરડા-બુઢ્ઢા થવાનો વખત આવશે અને ત્યારે તારી હાલત બૂરી હશે, માટે એ પ્રમાણે મશ્કરી કરવાનુ છોડી દે આ વિષયના એક કવિએ કવિતાની બે લીટીઓ કહી છે, તે તુ બરાબર યાદ રાખ –

પીપળ પાન ખરત, હસતી કુપળિયા,
અમ વીતી તુમ વીતશે, ધીરી બાપુડિયા

પીપળા પરથી જૂના-વૃદ્ધ પાનો ખરી રહ્યા છે, તે જોઈને કુપળો એટલે નવા પાન હસે છે કે ઘરડા પાનોની આ કેવી દુર્દશા! એ વખતે પેલા પાનો જવાબ આપે છે કે 'બાપુ! તમે ધીમા પડો જે આજ અમારા પર વીતી છે, તે કાલે તમારા પર પણ જરૂર વીતશે' માટે અભિમાન કરશો નહિ.'

હે જીવ! તુ લક્ષ્મીનો જરાય ભરોસો કરીશ નહિ એ સ્વભાવે અતિ ચચલા છે, એટલે ઠરીને ઠામ બેસતી નથી એક ઘરથી બીજુ ઘર અને બીજા ઘરથી ત્રીજુ ઘર, એમ પોતાનુ સ્થાન બદલ્યા જ કરે છે તે ગઈ કાલે જેને ક્રોડ-પતિ જોયા હતા, તેની આજે કઈ હાલત છે! અરે! તુ

તારો પોતાનો જ વિચાર કર કે લક્ષ્મી તારી પાસે કેટલી વાર આવી ને ગઈ!

આવી ચચલ લક્ષ્મીના લોભમા તણાઈને તારે કઈ પણ અકૃત્ય કરવુ તે હરગીઝ યોગ્ય નથી વળી લક્ષ્મી આવે છે ત્યારે પોતાની સાથે ભય, ઈર્ષ્યા, દ્વેષ, અભિમાન, ઉદ્ધતાઈ વગેરે અનેક દુર્ગુણોને લેતી આવે છે, તેનો પણ તુ વિચાર કર

તુ એમ માને છે કે સપત્તિ–લક્ષ્મી ખૂબ આવે તો સુખ મળશે, પણ એ તારો ભ્રમ છે જેની પાસે લક્ષ્મી ઘણી છે, તેના જીવનમા ઊડો ઉતરીને ડોકિયુ કર, તો તારો ભ્રમ ભાગી જશે વળી વધારે લક્ષ્મી આવતા ચોર તરફનો ભય વધશે, ભાઈઓમા ખટખટ થવા લાગશે, સગા સબધીઓ સાથે લેણદેણના વાધા પડશે અને ઉપાધિ અનેકગણી વધી જશે!

હે જીવ! શરીર, યૌવન અને સંપત્તિ જો અનિત્ય છે, તો સત્તા કે અધિકાર શુ નિત્ય છે? આવી એક અનિત્ય વસ્તુ માટે તું ફાંફા શા સારુ મારે છે? કદાચ તને સત્તા અધિકાર પ્રાપ્ત થયો તો તેનાથી તારુ આત્મહિત શું થવાનુ છે? વળી તુ સત્તા કે અધિકારનો દુરુપયોગ નહિ કરે, તેની ખાતરી છે ખરી? એ તો એક પ્રકારનો નશો છે અને તે માણસના સાનભાન ભૂલાવી દે છે! તેથી તું સત્તા કે અધિકારથી દૂર રહે, એમા જ તારુ કલ્યાણ છે

હે જીવ! તું ગમે તેવા વિકલ્પો શા માટે કરે છે!

એથી તારુ શુ વળવાનુ છે? ખાલી કર્મબંધન કરે છે અને ભારે થાય છે! એક સતે કહેલા નીચેના શબ્દો તું બરાબર વિચાર —

मना मनोरथ छाडि दे, तेरा किया न होय।
पानीसे घीव नीकसै, रूखा खाय न कोय॥

'હે મન! તુ મિથ્યા મનોરથોને છોડી દે, કારણ કે તારુ કરેલું કઈ થવાનુ નથી જો પાણીમાથી ઘી નીકળતુ હોત તો આ દુનિયામા કોઈ પણ લૂખુ ખાત નહિ'

હે જીવ! વસ્તુની અનિત્યતા સબંધમા એક મહાપુરુષે કહેલો નીચેનો શ્લોક તું બરાબર વિચાર!

अनित्यमारोग्यमनित्ययौवन,
विभूतयो जीवितमप्यनित्यम्।
अनित्यतामि प्रहतस्य जन्तो,
क्य रति कामगुणेपु जायते?॥

'આરોગ્ય અનિત્ય છે, યૌવન પણ અનિત્ય છે અને સંપત્તિ તથા જીવિત પણ અનિત્ય છે આમ ચારે બાજુ અનિત્યતાથી હણાયેલા પ્રાણીને કામભોગમા આનદ કેવી રીતે આવે? અર્થાત્ વિચાર કરે તો ન જ આવે'

વળી મહાપુરુષકથિત આ શ્લોકનુ પણ બરાબર ચિતન કર —

चलाविभूति क्षणभङ्गि यौवनम्,
कृतान्तदन्तान्तरवर्त्ति जीवितम्।
तथाप्यवज्ञा परलोकसाधने,
अहो! नृणा विस्मयकारि चेष्टितम्॥

'સંપત્તિ ચચળ છે, યૌવન ક્ષણભંગુર છે અને આયુષ્ય જમના દાતની વચ્ચે રહેલુ છે, છતા મનુષ્યો પર લોકનુ સાધન કરી લેવામા ઉપેક્ષા બતાવી રહ્યા છે આ તે કેવુ વિચિત્ર વર્તન કહેવાય ?'

આ રીતે બીજુ પણ ઘણુ ચિતન કરી શકાય

વસ્તુની અનિત્યતાનો વિચાર કરતા ભરતેશ્વરને કેવળજ્ઞાન થયુ હતું, એ હકીકત કોઈ પણ સાધકને અનિત્ય ભાવના ભાવનાની પ્રબળ પ્રેરણા કરે તેવી છે

## ભરતેશ્વરને અરીસાભુવનમા કેવળજ્ઞાન

ભરતેશ્વર એટલે શ્રી ઋષભદેવ ભગવાનના મોટા પુત્ર અને અવસર્પિણી કાળના પ્રથમ ચક્રવર્તી તે અરીસાભુવનમા ઊભા હતા માથે હીરાજડિત મુગટ હતો, કાનમા રત્નમય કુડલ હતા, કઠમા કલાના અદ્વિતીય નમુના સમો મણિમય હાર હતો, બાહુ પર બહુમૂલ્ય બાજુબધ શોભી રહ્યા હતા, કાડા પર કમનીય કડાએ પોતાનો પ્રભાવ જમાવ્યો હતો અને આંગળીઓ પર અનુપમ મુદ્રિકાઓ અપૂર્વ તેજથી ઝળહળી રહી હતી

તેઓ પોતાનુ રૂપ જોઈને મલકાતા હતા અને મનને પૂછતા હતા કે 'શુ આવુ રૂપ અને સૌદર્ય બીજા કોઈને વર્યું હશે ખરુ ?' જાણે તેમના એ પ્રશ્નનો જવાબ દેતી હોય એમ એજ વખતે એક મુદ્રિકા તેમની આગળીમાથી સરી પડી અને તે આંગળી રૂપ–સૌદર્યહીન લાગવ માડી ભરતેશ્વર ચમકયા અને વિચારવા લાગ્યા કે 'ક્યા

ગયુ આ આગળીનુ રૂપ? કયા ગયુ આ આગળીનુ સૌદર્ય?' એજ ક્ષણે એમને બીજો વિચાર આવ્યો 'શું આ રૂપ અને સૌદર્ય આભૂષણને લીધે જ હતુ? તેમા મારુ પોતાનુ રૂપ અને સૌદર્ય કઈજ ન હતુ?'

તેમણે પોતાના મનનુ સમાધાન કરવા એક પછી એક બધી મુદ્રિકાઓ ઉતારી નાખી અને આગળીઓ વરવી લાગવા માડી! 'જો આગળીઓની આ દશા છે, તો શરીરના બીજા અગોની શી દશા છે? એ પણ મને જોવા દે' એવો વિચાર કરી તેમણે હાથ પરથી કડા ઉતારી નાખ્યા, બાહુ પરના બાજુબધો દૂર કર્યા, કઠમાનો મણિમય હાર બાજુએ મૂકયો, કુડલોને સ્થાનભ્રષ્ટ કર્યા અને છેવટે માથા પરનો મુગટ પણ નીચે મૂકી દીધો!

તેમની નજર અરીસા સામે જ હતી! જ્યા સર્વ આભૂષણો શરીર પરથી ઉતરી ગયા, ત્યા એ રૂપહીન–સૌદર્યહીન લાગવા માડ્યુ અને ભરતેશ્વરની મનોભૂમિ પર એક જબ્બર ચીરાડ પાડતું ગયુ

'અહો! રૂપ અને સૌદર્ય અનિત્ય છે, તેમા રાચવા જેવુ નથી' એ વિચાર તેમના મનમા ફરી ફરીને આવવા લાગ્યો થોડી વારે એ વિચારમાથી એક બીજો વિચાર જન્મ્યો 'જો રૂપ અને સૌદર્ય અનિત્ય છે તો શું શરીર, જીવિતવ્ય અને આ રાજ્યપાટ નિત્ય છે? ના, ના, આમાનુ કઈજ નિત્ય નથી ત્યારે તો હુ પૂરો ઠગાયો મૃગતૃષ્ણિકા પાછળ જ મે દોટ મૂકી હવે?'

જેમ અનિત્યભાવના વધતી ગઈ, તેમ તેમના અત-

રની શુદ્ધિ થતી ગઈ અને છેવટે કષાયજન્ય સર્વ કાલિમા દૂર થતા લોકાલોકપ્રકાશક, અદ્વિતીય અને અપ્રતિપાતી એવુ કેવળજ્ઞાન ઉત્પન્ન થયુ આ શુ ભાવનાનો ઓછો ચમત્કાર છે? શાસ્ત્રમા તેની સુવર્ણાક્ષરે નોધ થઇ છે અને તે આજપર્યંત અનેક મુમુક્ષુઓના જીવનમા પલટો લાવનારી નીવડી છે

૯–અશરણભાવના (૨)

જન્મ, જરા અને મરણના ભયથી ઘેરાયેલા, રોગ અને પીડાથી ત્રસાએલા આ જીવને અરિહંત, સિદ્ધ, સાધુ અને સર્વજ્ઞકથિત ધર્મ સિવાય અન્ય શરણ નથી, એમ ચિંતવવુ, એ આ ભાવનાનો મુખ્ય વિષય છે

જ્યા જન્મ હોય ત્યા જરા અને મરણ પણ અવશ્ય હોય, એટલે જન્મ, જરા અને મરણ એ એક પ્રકારની ત્રિપુટી છે આ ત્રિપુટી આપણી મિત્ર નથી, પણ દુશ્મન છે અને તેથી આપણને અનેક પ્રકારના રોગ–શોક–દુ ખ–પીડાનો અનુભવ કરાવે છે આ રોગાદિપ્રસગે આપણે જેને અતિપ્રિય માન્યા હોય તેવા સ્વજન–સબધીઓ, મિત્રો, દોસ્તદારો કોઈ આપણને શરણ–રક્ષણ–આશ્રય આપી શકતા નથી. એટલે આપણે ખરેખર અશરણ છીએ, અસહાય છીએ, કોઈના આધાર કે આશ્રય વિનાના છીએ પરતુ સસારની મોહજાળમા આપણે એટલા ડૂબી ગયા છીએ કે આ વસ્તુનો વિચાર કરવાની ફુરસદ મળતી નથી જો આ વસ્તુનો વિચાર કરીએ અને તે બરાબર કરીએ તો આપણો સસાર પરનો સર્વ મોહ ઉડી જાય અને સાચું શરણ શોધવાની તાલા-

વેલી જાગે એ શરણ અરિહંત, સિદ્ધ, સાધુ અને કેવલી-પ્રણીત ધર્મ સિવાય બીજુ કોઈ આપી શકે એમ નથી

આ સબધમા શાસ્ત્રકાર ભગવતોએ જે ટંકશાળી વચનો કહ્યા છે, તે પુન પુન વિચારણીય છે

वित्त पसवो य नाइयो, त वाले सरणति मन्नई ।
एए मम तेसु वी अह, नो ताण सरण न विज्जई ॥

'મૂર્ખ મનુષ્ય એમ સમજે છે કે ધન, પશુઓ અને ન્યાતીલા–જાતીલા મને શરણરૂપ છે–આશ્રયરૂપ છે અને તેમને હું શરણરૂપ-આશ્રયરૂપ છુ, પરતુ એમાથી કોઈ આપત્તિકાળે ત્રાણ તથા શરણ દેનારા નથી '

अब्भागमियम्मि वा दुहे, अहवा उक्कमिए भवन्तिए ।
एगस्स गईय आगई, विदुमन्ता सरण न मन्नई ॥

'દુ ખ આવી પડતા મનુષ્ય એકલો જ તેને ભોગવે છે આ પુણ્ય ક્ષીણ થતા જીવ એકલો જ ગતિ–આગતિ કરે કરે છે આથી વિવેકી પુરુષો ધન, પશુ, સગા સબધીઓ વગેરેને શરણરૂપ માનતા નથી '

माया पिया ण्हुसा भाया, भज्जा पुत्ता य ओरसा ।
नाल ते मम ताणाय, लुप्पतस्स कम्मुणा ॥

'વિવેકી પુરુષ વિચાર કરે—માતા, પિતા, શાળી, ભાઈ, ભાર્યા, તથા ઔરસપુત્ર એ કોઈ પણ મારા કર્મનુ ફળ ભોગવતી વખતે મારી રક્ષા કરવામા સમર્થ નથી '

આ સબધમા અનાથી મુનિનો પ્રબધ આપણને ઘણુ કહેશે

## અનાથી મુનિનો પ્રબંધ.

રાજગૃહી નગરીની બહાર મંડિતકુક્ષિ નામે એક મનોહર ઉદ્યાન હતું ત્યાં અનેક મુસાફરો વટેમાર્ગુઓ આવીને પોતાનો પરિશ્રમ દૂર કરતા તથા સાધુસન્યાસીઓ આવીને સાત્ત્વિક વાતાવરણ ખડું કરતા શ્રીમંતો અને સહેલાણીઓ પણ ત્યાં અવારનવાર આવતા અને વિવિધ પ્રકારની ક્રીડાઓ કરીને આનંદ પામતા રાજા શ્રેણિકને આ ઉદ્યાન ઘણું પ્રિય હતું

એક વાર તેઓ આ ઉદ્યાનમાં વિહરી રહ્યા હતા, ત્યાં વૃક્ષના મૂળની પાસે બેઠેલા એક ધ્યાનમગ્ન નવયુવાન મુનિ તેના જોવામાં આવ્યા એ મુનિની અદ્ભુત કાંતિએ તથા તેમના મુખ પર તરવરી રહેલી સૌમ્યતાએ તેમના મનપર ખૂબ અસર કરી તેઓ એ મુનિની નજીક ગયા અને વંદન કરીને બહુ નજીક પણ નહિ અને બહુ દૂર પણ નહિ, એવી રીતે ઊભા રહ્યા

થોડીવારે મુનિનું ધ્યાન પૂરું થયું, એટલે તેમણે શ્રેણિક રાજાને આ અવસ્થામાં ઊભેલા જોયા અને ધર્મલાભ આપ્યો શ્રેણિક રાજાએ ફરી મસ્તક નમાવ્યું અને ધર્મલાભ મળવા બદલ પોતાની કૃતજ્ઞતા પ્રકટ કરી પછી બહુ જ વિનયપૂર્વક કહ્યું કે 'હે મુનિવર! જો તમારી સાધનામાં કંઈ વિઘ્ન ન આવતું હોય તો હું એક વાત-પ્રશ્ન પૂછવાની ઈચ્છા રાખું છું'

મુનિએ કહ્યું 'જે વાતથી શ્રદ્ધા, જ્ઞાન, ચારિત્ર વગેરે ગુણોની પુષ્ટિ થાય એવી વાત અમારી સાધનામાં બાધક

થતી નથી એ ખ્યાલ રાખીને તમારે જે પૂછવું હોય તે પૂછો '

શ્રેણિકે કહ્યું 'હે આર્ય! હું એટલું જ જાણવા માગુ છું કે આપ આવી તરુણ અવસ્થામા ભોગ ભોગવવાને બદલે સંયમના માર્ગે કેમ સચર્યા ? એવું કયું પ્રબળ પ્રયોજન આપને આ માર્ગ તરફ ઘસડી ગયું ?'

મુનિએ કહ્યું 'હે રાજન્! હું અનાથ હતો, મારું કોઈ નાથ ન હતુ, એટલે મે આ સંયમમાર્ગ ગ્રહણ કર્યો'

આ જવાબથી રાજાને આશ્ચર્ય થયું તેણે કહ્યું 'આપ જેવા પ્રભાવશાળી પુરુષને કોઈ નાથ ન મળે, એ તો ભારે આશ્ચર્ય કહેવાય હે સ્વામિન્! જો આપે એટલા માટે જ આ સંયમમાર્ગ સ્વીકાર્યો હોય તો હું આપનો નાથ થવા તૈયાર છું આપ મારા રાજમહેલમા પધારો અને ત્યા સુખેથી રહો આપ ત્યા અનેક પ્રકારના મિત્રો અને સબંધીઓથી પરિવરેલા રહેશો અને અનાથપણાનો જરાયે અનુભવ નહિ થાય ખરેખર! આ દુખમય સંસારમા મિત્રો અને સ્વજનોથી પરિવરેલા રહેવું, એના જેવું બીજું કોઈ સુખ નથી'

મુનિએ કહ્યું 'હે રાજન્! પોતાના અધિકારવાળી વસ્તુ બીજાને આપી શકાય છે, પણ અધિકાર વિનાની વસ્તુ બીજાને આપી શકાતી નથી નાથ થવું એ તારા અધિકારમા નથી; તેથી તું મારો નાથ થઈ શકતો નથી. તું પોતે જ અનાથ છે'

આ શબ્દો સાંભળી મગધરાજ શ્રેણિક ચમકી ગયા. તેમને આજ સુધી આવા શબ્દો કોઈએ સંભળાવ્યા ન હતા. તેમણે પોતાના ઘવાયેલા અભિમાનને ઠીક કરતા કહ્યું 'હે પૂજ્ય! આપની વાત પરથી લાગે છે કે આપે મને બરાબર ઓળખ્યો નથી. હુ અંગ અને મગધદેશનો રાજા શ્રેણિક છુ. મારા વચનનો, મારી રિદ્ધિ-સિદ્ધિનો પાર નથી. વળી અનેક મિત્રો અને સ્વજન સંબંધીઓથી હું પરિવરેલો રહુ છુ. તો અનાથ કેવી રીતે? કદાચ આપનુ કહેવુ અસત્ય તો નહિ હોય!'

મુનિએ કહ્યુ 'હે રાજન! હુ જાણુ છુ કે તુ અંગ અને મગધનો મહારાજા શ્રેણિક છે. વળી તારા વૈભવ અને તારી રિદ્ધિ સિદ્ધિથી પણ હુ વાકેફ છુ. પણ તું મારા અનાથ અને સનાથના ભાવને સમજી શક્યો નથી. હુ ફરી પણ કહુ છુ કે તુ અનાથ છે અને મારો નાથ થવાની વાત તારા અધિકારમા નથી. તુ મારા પૂર્વજીવનની હકીકત સાંભળીશ, એટલે તને આ વાત બરાબર સમજાશે.'

શ્રેણિક રાજાએ એ વાત સાંભળવાની ઇંતેજારી બતાવી, એટલે મુનિએ કહેવા માંડ્યુ

'હે રાજન્! ધનધાન્યથી ભરેલી કૌશાંબી નગરીમા મારા પિતા રહેતા હતા, જે પ્રભૂત ધનસંચયને લીધે બધા ધનપતિઓમા અગ્રેસર હતા. હુ મારા પિતાનો બહુ લાડકવાયો પુત્ર હતો અને તેમણે અનેક કલાચાર્યોને રોકીને મને વિવિધ વિદ્યા-કલાઓનુ જ્ઞાન આપ્યુ હતુ. યોગ્ય ઉંમરે

મારા એક કુલવતી સુદર લલના સાથે લગ્ન થયા હતા મારો સસાર એકદર સુખી હતો

હુ આનદમા મારા દિવસો વ્યતીત કરી રહ્યો હતો, ત્યા એકાએક મારી આખ દુખવા આવી અને તેમાથી અતુલ પીડા ઉત્પન્ન થઈ આ વેદનાને લીધે મને મુદ્દલ ઊઘ આવતી નહિ કે બિલકુલ ચેન પડતુ નહિ

કાબૂમા નહિ આવેલા શત્રુ અને રોગ અનિયમિત રીતે આગળ વધે છે, એટલે મારા દર્દે વધુ જોર કર્યુ અને તેમાથી મને દાહજ્વર લાગુ પડયો, જેના લીધે મારુ મસ્તક ફાટવા લાગ્યુ, છાતીમા દુખાવો થવા લાગ્યો અને કમરના કટકા થવા લાગ્યા

મારી આ પ્રકારની સ્થિતિ જોઈને કુશળ વૈદ્યોને બોલાવવામા આવ્યા, તેમણે ભેગા મળીને મારા રોગનુ નિદાન કર્યુ અને ઔષધો આપવા માડયા, પણ તેઓ મને એ દુખમાથી છોડાવી ન શકયા હે રાજન્! એ જ મારી અનાથતા!

વૈદ્યો નિષ્ફળ જતા મારા પિતાએ બીજા પણ અનેક ઉપચારો કરાવી જોયા અને છેવટે એવી જાહેરાત કરી કે જે મારા પુત્રને સારુ કરશે, તેને મારી અર્ધી મિલ્કત આપી દઈશ, એટલે ઘણા માન્ત્રિકો–તાન્ત્રિકો આવી ગયા, ઘણા ભગત–ભુવાઓએ હામ ભીડી, પણ તેમાનુ કોઈ મને આ દુખમાથી છોડાવી શકયુ નહિ હે રાજન્! એ જ મારી અનાથતા!

મારી માતા મારા પ્રત્યે ખૂબ લાગણી ધરાવતી હતી, ભાઈઓ પણ ઘણા સ્નેહાળ હતા અને મારી સેવામા ખડા પગે ઊભા રહેતા બહેનો પણ પોતાનુ કામકાજ છોડીને મારી પાસે બેસતી અને આશ્વાસન આપતી, પત્ની મારી નિરતર સેવા કરતી અને તે ભાગ્યે જ નિદ્રા લેતી મારા મિત્રો કે જેને હુ દિલોજાન ગણતો અને જે મારા માટે ગમે તેવુ સાહસ ખેડવા તયાર હતા, તેમાનુ કોઈ પણ મને આ દુ ખમાથી મુક્ત કરી શકયુ નહિ, એ જ મારી અનાથતા !

આ રીતે જ્યારે મે ચારે બાજુથી અશરણતા–અસહાયતા અનુભવી ત્યારે મને લાગ્યુ કે જેને આજ સુધી હુ દુ ખનિવારણના સાધનો માનતો, તે ખરેખર તેવા ન હતા, માટે એ સાધનો બીજા જ કઈ હોવા જોઈએ એ વખતે મને યાદ આવ્યુ કે પોતે કરેલા શુભ અથવા અશુભ કર્મોનુ ફળ અવશ્ય ભોગવવુ પડે છે, માટે આ દુ ખ મારા પૂર્વ-કર્મોનુ ફળ હોવુ જોઈએ અને મારુ મન કર્મના હેતુઓને શોધવા લાગ્યુ એ શોધમા હુ સમજી શકયો કે હિંસા, અસત્ય, ચોરી, મૈથુન, પરિગ્રહ આદિ પ્રવૃત્તિઓ પાપના પથે લઈ જનારી છે અને તેથી ભારે કર્મબધન થાય છે તેથી આ કર્મબધનમાથી છૂટવુ હોય તો મારે આ પાપપ્રવૃત્તિઓનો ત્યાગ કરીને ક્ષમા, શાતિ, શૌચ આદિ ગુણો કેળવવા જોઈએ

પરતુ એ બધુ ત્યારે જ ... હુ આ

દુઃખ-દર્દમાંથી મુક્ત થાઉં એટલે તે જ વેળા મેં એવો સંકલ્પ કર્યો કે 'જો હું આ રોગમાંથી મુક્ત થઈશ, તો શાંત, દાંત અને નિરારંભી થઈશ, અર્થાત્ સર્વ પ્રકારના આરંભ-સમારંભને છોડનારો નિર્ગ્રંથ સાધુ બનીશ.'

એ સંકલ્પ કર્યા પછી મેં સૂવાનો પ્રયત્ન કર્યો કે મને તરત જ ઊંઘ આવી ગઈ અને રાત્રિ જેમ જેમ વીતતી ગઈ, તેમ તેમ મારી વેદના પણ શાંત થતી ગઈ. સવારે હું ઊઠ્યો ત્યારે બધું દર્દ શમી ગયું હતું.

મને એકાએક સાજો થયેલો જોઈને બધા આનંદ પામ્યા. પિતાજી એમ સમજ્યા કે મારો ખર્ચેલો પૈસો લેખે લાગ્યો, માતા એમ સમજી કે મારી માન્યતાઓ ફળી, ભાઈઓ એમ સમજ્યા કે અમારી સેવા સફળ થઈ, બહેનો એમ સમજી કે અમારા અંતરની આશીષો ફળી, પત્ની એમ સમજી કે મારી ચાકરી લેખે લાગી, મિત્રો એમ સમજ્યા કે અમે જે દોડધામ કરી તેનું આ પરિણામ આવ્યું અને સહુ પોતપોતાની વાતનું સમર્થન કરવા લાગ્યા ત્યારે મેં બધાને શાંત પાડીને કહ્યું કે 'મને નવું જીવન પ્રાપ્ત થયું છે, તે મારા શુભ સંકલ્પનું ફળ છે. રાત્રે હું એવો સંકલ્પ કરીને સૂઈ ગયો હતો કે જો આ દુઃખ-દર્દમાંથી મુક્ત થઈશ તો શાંત, દાંત અને નિરારંભી થઈશ, માટે હવે મને આપ બધા આજ્ઞા આપો, કારણ કે મેં લીધેલી પ્રતિજ્ઞાનું પાલન મારે સત્વર કરવું જોઈએ.'

આ શબ્દો સાંભળતાં જ સહુનો હર્ષ ઊડી

પર આસક્તિ છે જો એ વિચારમાં પરિવર્તન થાય અને સંસાર અસાર લાગવા માંડે, તો તેના પરની સર્વ આસક્તિ ઉડી જાય અને જીવન એક જુદાજ માર્ગે અર્થાત્ સંયમના માર્ગે વહેવા લાગે

આ વિચાર દૃઢ કરવા માટે જૈન મહર્ષિઓએ કહેલા નીચેના વચનો પર યથાર્થ ચિંતન કરવું ઘટે

जम्म दुक्खं जरा दुक्खं, रोगा य मरणाणि य ।
अहो दुक्खो हु संसारो, जत्थ कीसन्ति जंतुणो ॥

'અહો! આ સંસાર દુઃખમય છે કે જેમાં પ્રાણીઓ અનેક પ્રકારની પીડાઓ પામે છે તેમાં જન્મનું દુખ છે, જરાનું દુઃખ છે, તેમજ રોગ અને મરવાનું પણ દુઃખ છે'

जरामरणकन्तारे, चाउरन्ते भयागरे ।
मए सोढाणि भीमाणि, जम्माणि मरणाणि य ॥

'આ જન્મ-મરણરૂપી અરણ્યમાં અને ચાર ગતિરૂપ ભયના ધામમાં મેં અનંતીવાર તીવ્ર દુઃખપૂર્ણ જન્મ અને મરણ કરેલા છે'

गतसारेऽत्र संसारे, सुखभ्रान्तिः शरीरिणाम् ।
लालापानमिवाङ्गुष्ठे, बालाना स्तन्यविभ्रम ॥

'અંગૂઠો ચૂસીને લાળનું પાન કરતા બાળકોને જેમ માતાનું સ્તનપાન કરવાનો ભ્રમ થાય છે, તેમ આ સંસાર સુખરહિત હોવા છતાં પ્રાણીઓને તેમાં સુખનો ભ્રમ થાય છે'

આ સંસારને સુખી શી રીતે માનવો? જે પ્રિયતમા-

તે કાકો, કાકો તે ભાઈ, મામો તે ભાણેજ, ભાણેજ તે મામો, ફોઈ તે ભત્રીજી ને ભત્રીજી તે ફોઈ, એમ અનેક પ્રકારના સબધો બંધાય છે અને છૂટે છે

વળી બાલ્યાવસ્થામા વિવેકરહિત દશાને લીધે દુખ હોય છે, યુવાનીમા કામના ઉન્માદને લીધે દુખ હોય છે અને વૃદ્ધાવસ્થામા શરીર તથા ઇંદ્રિયોની વિકલતાને લીધે દુખ હોય છે તે જ રીતે સવાર, બપોર, સાજ અને રાત્રિએ પણ કોઈ ને કોઇ પ્રકારની ઉપાધિ વળગેલી જ હોય છે

જેઓ એમ કહે છે કે અમે બધી વાતે સુખી છીએ, તે પણ ખરેખર સુખી ક્યા હોય છે ? પાસે પૈસો પુષ્કળ હોય છે, તો ઘરમા અણબનાવ હોય છે ઘરી ઘરમા સારૂ હોય છે તો સગાવહાલા સાથે મોટો ઝઘડો ચાલતો હોય છે વળી ધધા-રોજગાર અગે અનેક પ્રકારની ખટપટ હોય છે અને તેમા કેટલાય મનુષ્ય દુશ્મન બની બેઠા હોય છે જો બરાબર વિચાર કરીને જોઈએ તો આ સસારમા કોઈ પૂરો સુખી નથી

## સર્વ વાતે સુખી માણસની શોધ

એક માણસ અત્યત દુખી હતો, તે પોતાના દુખોથી કટાળી ગયો છેવટે તેણે એક યક્ષની આરાધના કરી અને એથી પ્રસન્ન થઈને વરદાન માગવા કહ્યુ ત્યારે આ માણસને વિચાર આવ્યો કે 'મારે સુખ જોઈએ છે, પણ એ સુખ કોના જેવુ માગુ ? કોઈકનુ સુખ જોઈને માગુ તો ઠીક'

એટલે તેણે યક્ષને કહ્યુ 'કૃપા કરીને મને થોડો સમય આપો, તો વિચાર કરીને હુ માગુ ' યક્ષે તે વાત કબૂલ રાખી.

હવે આ માણસ શહેરમા જઈને જુદા જુદા મનુષ્યોને જુએ છે અને તેમના જીવન તપાસે છે, તો કોઈને કોઈ પ્રકારનુ દુ ખ, કોઈને કોઈ પ્રકારનુ દુ ખ, એમ બધા દુ ખવાળા જોવામા આવે છે, પણ કોઈ પૂરો સુખી જોવામા આવતો નથી આખરે બજારમા એક મોટી દુકાન આગળ આવે છે, ત્યા ગાદી-તકિયા બીછાવેલા છે, વાણોતર-ગુમાસ્તા બેઠેલા છે અને વ્યાપાર ધમધોકાર ચાલી રહ્યો છે વચ્ચે મોટો તકિયો છે, તેને અઢેલીને શેઠ બેઠા છે અને તેમની બાજુમા કેલૈયા કુવર જેવા ચાર પુત્રો પોતાની બેઠક લીધેલી છે તેઓ જુદા જુદા ખાતા સભાળે છે અને વાણો-તર ગુમાસ્તાઓને જરૂરી સૂચનાઓ આપે છે બધા શેઠનુ ખૂબ માન રાખે છે એવામા બજારમાથી ત્રણ-ચાર મોટા વ્યાપારીઓ ત્યા આવે છે અને તેઓ પણ આ શેઠ પ્રત્યે ઘણો અદબભર્યો વર્તાવ કરે છે આથી પેલો માણસ સમજી જાય છે કે આ શેઠ ઘણો શ્રીમત છે, તેનો વ્યાપાર-રોજગાર ખૂબ સારો ચાલે છે, તેને ચાર પુત્રો છે અને તેની બજારમા પણ ઘણી મોટી પ્રતિષ્ઠા છે પરતુ હજી બીજી વસ્તુ જોવી, એમ વિચાર કરી, તે ત્યા ઊભો રહે છે ને બધી હીલચાલ જોયા કરે છે

મધ્યાહ્ન થતા દુકાનની આગળ ચાર ઘોડાની સુદર બગી આવીને ઊભી રહે છે અને શેઠ તથા તેના ચારે

પુત્રો એમાં બેસી જાય છે પેલો માણસ ખૂબ ઉતાવળો ચાલતો તેની પાછળ પાછળ જાય છે થોડો માર્ગ વટાવ્યા પછી પેલી ગાડી એક સુંદર હવેલી આગળ આવીને ઊભી રહે છે, એટલે શેઠ તથા તેના ચારે પુત્રો નીચે ઉતરે છે દરવાન તેમને સલામ ભરે છે અને બધા હવેલીમાં દાખલ થાય છે

હવેલી સાત માળની છે અને તેમા અનેક પ્રકારની કલા-કારીગરી છે ભોંયતળિયે ગ્નોડુ છે અને પાસે જ મોટો ભોજનખંડ છે, ત્યાં સુંદર પાટલાઓ ગોઠવાઈ ગયેલા છે તેના પર ચાંદીના લોટાપ્યાલા મૂકાઈ ગયેલા છે અને હાથ લૂવા માટે આજુમાં રેશમી રૂમાલો પડેલા છે

શેઠ તથા તેમના પુત્રો હાથ-મુખ ધોઈ ભોજનખંડમાં દાખલ થાય છે અને આસન પર બેસે છે ત્યાં રસોઈયા એક પછી એક સુંદર સ્વાદિષ્ટ વાનીઓ લાવીને તેમને પીરસે છે થોડી વારે રૂપરૂપના અંબાર સમી શેઠાણી ત્યાં આવે છે અને આગ્રહ કરીને બધાનાં ભાણામાં થોડું થોડું મૂકાવે છે

પેલો માણસ વિચાર કરે છે કે 'આ શેઠને બધી વાતે સુખ છે, કારણ કે પાસે પૈસો પુષ્કળ છે, વળી વેપાર-રોજગાર સારી રીતે ચાલે છે, બજારમાં પ્રતિષ્ઠા છે, ઘરમાં અપ્સરા જેવી સુંદર સ્ત્રી છે, ચાર પુત્રો છે, અને રહેવા માટે સાત માળની રમણીય હવેલી છે તથા નોકરચાકર પણ ઘણા છે, માટે સુખ માગવું તો આના જેવું જ માગવું '

હવે ભોજન કર્યા બાદ શેઠની દૃષ્ટિ આ માણસ સામે પડી એ વખતે તેમને યાદ આવ્યુ કે સવારે પણ આ માણસ ઘણી વાર સુધી દુકાનની સામે ઊભો હતો આનું કારણ શુ ? તે જાણવું જોઈએ એટલે નોકરને મોકલી અંદર બોલાવ્યો અને એકાન્તમા લઈ જઈને પૂછ્યુ કે 'હે ભાઈ! તમે સવારે મારી દુકાન સામે લાંબો વખત ઊભા રહ્યા હતા અને ત્યારબાદ મારી ગાડીની પાછળ પાછળ આવીને મારી હવેલી સામે ઊભા છો, તથા અમારા બધાની સામે જોયા કરો છો, તેનુ કારણ શુ ?' પેલાએ પોતાની દુ ખી હાલત, યક્ષનુ વરદાન અને તે માગતા પહેલા સર્વ-વાતે સુખી માણસને શોધવાનો પોતાનો ઈરાદો વગેરે વાત શેઠને જણાવી અને કહ્યુ કે હવે હુ એવા નિર્ણય પર આવ્યો છુ કે જે સુખ માગવું, તે આપના જેવુ જ માગવુ.'

આ શબ્દો સાભળી શેઠે એક નિસાસો મૂક્યો અને જણાવ્યુ કે 'હે ભાઈ! તમારા નિર્ણયમા મોટી ભૂલ થાય છે, કારણ કે હુ સર્વ વાતે સુખી નથી '

પેલાએ કહ્યુ 'મે બધી વસ્તુ મારી નજરે નિહાળી છે, એટલે તેમા ભૂલ થવા સભવ નથી '

શેઠે કહ્યુ 'નજરે દેખાતી વસ્તુઓ પણ ઘણી વખત ઠગારી હોય છે જો તમારે સત્ય હકીકત જાણવી હોય તો હુ જણાવુ છુ કે હુ સર્વવાતે સુખી નથી મને બીજા ઈર્ષ્યાળુ શ્રીમતો તથા દિવાન સુધીના અમલદારો વગેરેની ખટપટ સદા સતાવ્યા કરે છે વળી તમે જે ચાર પુત્રોને

જોયા તે મારાથી ઉત્પન્ન થયેલા નથી આ ટુકી વાતમા તમારે જે સમજવુ હોય તે સમજી જાઓ ’

પેલા માણસે આ વાત સાભળી હવેલી છોડી અને સર્વવાતે સુખી હોય એવા માણસની શોધ કરવાનુ માડી વાળ્યુ પછી તેનુ શુ થયુ ? એ કહેવાની જરૂર નથી પણ સસારનો રગઢગ કેવો હોય છે ? હમે આ વાત પરથી બરાબર સમજી શકાશે

## ૧૧—એકત્વભાવના (૪)

આત્માનુ એકલપણુ ચિતવવુ, તે આ ભાવનાનો મુખ્ય વિષય છે

આ ભાવનાની યથાર્થતા સમજવા માટે સથારા-પોરિસીની નિમ્ન ગાથાઓનુ નિરીક્ષણ–ચિતન–મનન જરૂરી છે

एगो हं नत्थि मे कोइ नाहमन्नस्स कस्सइ ।
एवं अदीणमणसो, अप्पाणमणुसासइ ॥११॥
एगो मे सासओ अप्पा, नाण–दसण–संजुओ ।
सेसा मे बहिरा भावा, सव्वे संजोगलक्खणा ॥१२॥

‘ હુ એકલો છુ મારુ કોઈ નથી તેમ હુ પણ કોઈનો નથી આવુ અદીન મનથી વિચારીને આત્માનુ અનુશાસન કરવુ.

એક મારો આત્મા જ શાશ્વત છે કે જે જ્ઞાન અને દર્શનથી યુક્ત છે બાકીના સર્વ સયોગબલથી અર્થાત્ કર્મના પ્રભાવે ઉત્પન્ન થયેલા બહિર્ભાવો છે ’

ઘણા સગાસંબંધીઓ, નાતીલા જાણીતાઓ તથા મિત્રો વગેરેથી પરિવરેલો મનુષ્ય પોતાને બહુત્વવાળો માને છે અને તે બહુત્વમા જ ઓતપ્રોત રહે છે અહી એમ વિચારે કે 'હુ' એકલો છુ એને મારુ કોઈ નથી' તો તે એકીભાવમા અર્થાત્ આત્મભાવમા રહે

જે મનુષ્યને ખાસ સગાવહાલા નથી, કોઈ મિત્રો નથી કે નાતીલાજાતીલામા ખાસ સ્થાન નથી, તે એમ માને છે કે 'અરેરે! હુ એકલો છુ આમા મારુ કોઈ નથી' તો એ વિચાર દીનતામાથી–દુ ખમાથી જન્મ્યો કહેવાય અને તેથી આર્ત્તધ્યાનની કોટિમા જાય, પરંતુ અહી 'एगोइ नत्थि मे कोइ' એ વિચાર જ્ઞાનદશાથી કરવાનો છે અને તેના વડે આત્માનુ અનુશાસન કરવાનુ છે, અર્થાત્ આત્માને સમજાવીને ઠેકાણે રાખવાનો છે, તેથી એ ધર્મ-ધ્યાનની ધારામા આવે અને આત્મકલ્યાણમા ઉપયોગી થાય

વળી એકીભાવમા સ્થિર થવા માટે એમ પણ વિચારવાની જરૂર છે કે મારો આત્મા એકલો જ શાશ્વત છે અને કર્મજન્ય બધી વસ્તુઓ અશાશ્વત છે, અનિત્ય છે, એટલે તે મારી હોઇ શકે નહિ પણ જ્ઞાન-દર્શન એજ મારા છે કારણ કે તે મારો સ્વભાવ છે

એકત્વનુ ચિંતન કરતા વિદેહપતિ નમિરાજ વૈરાગ્યને પામ્યા હતા અને વિશાળ રાજપાટ છોડી પ્રવ્રજિત થયા હતા

### નમિરાજને થયેલો વૈરાગ્ય

વિદેહના અધિપતિ નમિરાજને દાહ જ્વર ઉત્પન્ન

થયો હતો. કુશળ વૈદ્યોએ ઘણા ઉપચાર કર્યા, પણ તે કારગત થયા ન હતા. અનુભવીઓએ અજમાવેલા ઇલાજો પણ એળે જ ગયા હતા. કોઈ પણ ઉપચાર-ઇલાજ તેમના દર્દને ઓછુ કરી શક્યો ન હતો. સર્વે સ્નેહી-સબંધીઓ તેમના આ દુ:ખ-દર્દને હતાશ હૃદયે જોઈ રહ્યા હતા. પ્રિયતમાનુ પદ ધારણ કરનારી પત્નીઓ પણ નિરાશ વદને તેમના મુખ સામી મીટ માડી રહી હતી. એવામા અગ્રમહિષી એટલે સહુથી મોટી રાણીને વિચાર આવ્યો કે 'મલયગિરિ ચદન ઘસીને મહારાજના શરીરે લગાડીએ તો કેમ?' અને બધી રાણીઓ પોતે જ ઓરનિયા પર ચદન ઘસવા લાગી ગઈ.

જેમ-જેમ એ ચદનનો લેપ થતો ગયો, તેમ તેમ મહારાજાને કઈક શાતિ થવા લાગી અને તેમની આખો ઊંઘથી ઘેરાવા લાગી. પણ એ વખતે ચદન ઘસી રહેલા સખ્યાબધ હાથના કકણો અરસપરસ અથડાવાથી થયેલો અવાજ તેમને ખલેલ રૂપ નીવડ્યો અને તે બિલકુલ ઊંઘી શકયા નહિ.

આ વસ્તુ મહારાણીના લક્ષમા આવતા જ તેણે ઇશારાથી બીજી રાણીઓને જણાવ્યુ કે 'હાથમાં માત્ર એક એક કકણ રાખીને જ ચદન ઘસો, જેથી અવાજ થાય નહિ.'

એ સૂચનાનો અમલ થતા જ વાતાવરણમાં પ્રસરી રહેલો અવાજ બધ થયો અને અદ્‌ભુત શાતિ છવાઈ ગઈ. આથી નમિરાજે મહારાણીને પૂછ્યુ કે "દેવી! ચદન ઘસ-

વાનુ કામ બધ પડયુ કે શુ?' રાણીએ કહ્યુ 'ના, મહારાજ! એ કામ તો ચાલુ જ છે'

નમિરાજે પૂછયુ 'તો પછી અવાજ એકાએક બધ કેમ થયો?' રાણીએ કહ્યુ 'મહારાજ! આપની ઊઘમા ખલેલ ન પડે તે માટે દરેક રાણીએ હાથમા એક જ કકણ રાખ્યુ છે અને અનેક કકણોના ઘર્ષણનો અવાજ બધ થઈ ગયો'

આપણી દૃષ્ટિએ તો આ એક બહુ જ સામાન્ય ઘટના છે, પણ તેણે નમિરાજની વિચારસૃષ્ટિમા મોટી ઉથલપાથલ કરી નાખી તે એમ વિચારવા લાગ્યા કે 'ખરેખર! અનેકમા જ ઉપાધિ છે અને એકમા જ શાતિ છે સસારના સ્નેહસબધો અનેક પ્રકારના હોઈ તે જીવને દુખનુ કારણ બને છે માટે હે આત્મન્! તારે અનેકથી સર્યું હવે એકત્વને જ અગીકાર કર અને સુખી થા'

એ રાત્રિએ નમિરાજને ગુલાબી નિદ્રા આવી ગઈ અને તેમનો દાહજ્વર શાત થઈ ગયો તે સાથે તેમના અતરમા તૃષ્ણાનો જે દાહ હતો, તે પણ શાત થઈ ગયો અને બીજા દિવસથી તેમને કુટુબપરિવાર, રાજ્યપાટ વગેરે અકારા થઈ પડયા

નમિરાજે પુત્રને ગાદી આપી પ્રવ્રજ્યાની તૈયારી કરવા માડી એ વખતે રાણીઓ કલ્પાત કરવા લાગી અને સ્નેહીજનો અનેક પ્રકારની શિખામણો આપવા લાગ્યા, પણ નમિરાજની મનોવૃત્તિમા કઈ ફેર પડયો નહિ આ વખતે

એ વૃદ્ધ વિપ્રે અનેક તાત્ત્વિક વાતો પૂછીને તેમના વૈરાગ્યની કસોટી કરી, પણ એ જ્ઞાનગર્ભિત સાચો વૈરાગ્ય હતો, એટલે તેમણે દરેક પ્રશ્નના સુંદર ઉત્તર આપ્યા હતા તેમાની એક વાત એવી હતી કે 'હે રાજન્! જે રાજાઓને તે હજી સુધી જિત્યા નથી, તેમને પહેલા જીતી લે અને પછી પ્રવ્રજ્યા ગ્રહણ કર'

તેના ઉત્તરમા નમિરાજે કહ્યુ 'હે વિપ્ર! સંગ્રામમાં દશ લાખ યોદ્ધાઓને જિતવા સહેલા છે, પણ એક આત્માને જિતવો મુશ્કેલ છે મે એ આત્માને જિતવાનો રાહ લીધો છે, એટલે મને બાહ્ય શત્રુઓનો ભય લાગતો નથી'

પછી નમિરાજ પ્રવ્રજિત થયા અને શુદ્ધ સંયમની સાધના કરતા સિદ્ધ, બુદ્ધ, નિરંજન થયા

## ૧૨—અન્યત્વભાવના (૫)

આત્મ અને અનાત્મ વસ્તુઓનુ અન્યત્વ-ભિન્નત્વ ચિંતવવુ એ આ ભાવનાનો મુખ્ય વિષય છે

જેમ એકત્વનો વિચાર કરતા વૈરાગ્ય ઉત્પન્ન થાય છે, તેમ અન્યત્વનો વિચાર કરતા પણ વૈરાગ્ય ઉત્પન્ન થાય છે, તેથી એકત્વભાવનાની જેમ અન્યત્વભાવનાનુ પણ દૃઢતાથી ચિંતન કરવાનુ છે

મુખેથી આત્મા અને અનાત્માની વાત કરવા છતા આપણા હૃદયમા આત્મા અને અનાત્માની જુદાઈ વસી નથી, અન્યથા દેહ અને માલમિલકત વગેરે પર આટલી મૂર્છા કેમ હોય?

વાચકશેખર શ્રી ઉમાસ્વાતિ મહારાજ પ્રશમરતિ પ્રકરણમા કહે છે કે—

अन्योऽहुस्वजनात्परिजनाच्च विभवाच्छरीरकाच्चेति ।
यस्य नियता मतिरियं, न बाधते तं हि शोककलि ॥

'સ્વજન એટલે પોતાના કુટુબીજનો, પરિજન એટલે નોકરચાકર, વૈભવ એટલે સપત્તિ, શરીર એટલે દેહ, તે બધાથી હુ અન્ય છુ, ભિન્ન છુ, જુદો છુ, એવી જેને નિશ્ચયાત્મક બુદ્ધિ પેદા થઈ છે, તેને શોકરૂપી બાણ[1] કઈ પણ પીડા ઉપજાવી શકતુ નથી'

શરીરમા એક નાનો સરખો કાટો ભોકાય કે નાનકડો વ્યાધિ ઉત્પન્ન થાય તો પણ બૂમરાણ મચે છે, એનુ કારણ એ છે કે શરીર એ જ હુ છુ એવી આપણી બુદ્ધિ થઈ ગયેલી છે જો એવી ન હોય તો વાચકશેખરના જણાવવા મુજબ આપણને કઈ પણ પીડાનો અનુભવ ન થાય

## એક મહાત્માનો કિસ્સો

થોડા વર્ષો પહેલાની વાત છે કે જ્યારે એક સાધુમહાત્માને પગ પર શસ્ત્રચિકિત્સા કરાવવાનો પ્રસગ આવ્યો શસ્ત્રક્રિયા પ્રમાણમા મોટી હતી, એટલે ડૉકટરી મત પ્રમાણે કલોરોફોર્મ સુઘાડયા વિના એ થઈ શકે નહિ ડૉકટરોએ એ રીતે બધી તયારી કરી જ્યારે એ સાધુ-મહાત્માને શસ્ત્રચિકિત્સાના મેજ પર લાવવામા આવ્યા અને એક ડૉકટર કલોરોફોર્મ સુઘાડવા આગળ આવ્યો, ત્યારે તેમણે પૂછ્યુ

૧ કલિનો એક અર્થ બાણ છે

કે 'આ શુ કરો છો ?' મુખ્ય ડૉક્ટરે કહ્યુ કે 'આ કલો રોફોર્મ છે, તે સુઘાડવાથી આપને બેહોશી આવશે અને તે દરમિયાન શસ્ત્રચિકિત્સા થઈ જતા આપને કઈ પણ પીડા જણાશે નહિ ?

સાધુમહાત્માએ કહ્યુ 'આવુ કઈ કરવાની જરૂર નથી તમે મારા પગ પર સીધી શસ્ત્રક્રિયા કરી શકો છો. હુ મારુ મન દેહમાથી ખેચી લઈશ, એટલે કશી પીડા થવા સભવ નથી' ડૉક્ટર આશ્ચર્ય પામ્યા અને આ રીતે શસ્ત્ર ક્રિયા કરવી કે કેમ ? એ તેના માટે વિચારણીય થઈ પડયુ, પણ છેવટે સાધુ–મહાત્માનો નિર્ણય અમલમા આવ્યો

ડૉક્ટરે લગભગ વીશ મીનીટ સુધી શસ્ત્રક્રિયા કરી પણ એ સાધુ–મહાત્માના મુખમાથી 'ઓહ !' જેટલો ય ઉદ્ગાર નીકળ્યો નહિ એમના મુખપર પૂર્વવત્ પ્રસન્નતા જ હતી જો આત્મા અને દેહ ભિન્ન છે અને હુ દેહ નથી એવી બુદ્ધિ દૃઢ થઈ હોય, તો જ આવી સ્થિતિએ પહોચી શકાય

આજે તો પૈસો એ જ પ્રાણુ હોય એવી સ્થિતિ પ્રવર્તે છે અને તેના વધારા–ઘટાડા સાથે આનદનુ પ્રમાણ પણ વધતુ–ઘટતુ જ રહે છે કેટલાકની તો ધન સાથે એવી ઐકય બુદ્ધિ થઈ ગઈ હોય છે કે ધનનો નાશ થતા તેમના પ્રાણુનો પણ નાશ થાય છે.

જો દેહ, ઇંદ્રિયો, મન, સ્વજન, પરિવાર, ધન–દોલત

એનો નાશ થતા પોતાનુ કઈ જતુ નથી એમ માનવુ જ ડહાપણભરેલુ છે

આપણા એક મહાપુરુષ કહે છે કે—
તેરા હૈ મો તેરી પાસે, અવર સબ અનેરા,
આપ સ્વભાવમા રે અવધુ, સદા મગનમે રહેના

જ્ઞાનીઓએ આત્માને અવસ્થાભેદથી ત્રણ પ્રકારનો માન્યો છે, તે પણ અહી જણાવી દઈએ જે પુરુષને શરીર, કુટુબીજનો, ઘરબાર, નોકરચાકર વગેરેમા ભ્રમથી આત્મબુદ્ધિ થાય તેને **બહિરાત્મા** જાણવો, જેણે બાહ્ય પદાર્થોમાથી આત્મભાવ-મારાપણુ ખેચી લઈ આત્મામા જ આત્મભાવનો નિશ્ચય કર્યો છે, તેને **અ તરાત્મા** જાણવો, અને જેને કર્મનો લેપ નથી, શરીરનુ બ ધન નથી, જે રાગાદિ વિકારોથી રહિત હોઈને શુદ્ધ છે, જેણે સકલ કાર્યની સિદ્ધિ કરેલી છે, જે દુ ખથી અત્યત નિવૃત્ત છે અને તમામ સ કલ્પવિકલ્પોથી રહિત છે, તેને **શુદ્ધાત્મા** કે **પરમાત્મા** જાણવો

**૧૩—અશુચિભાવના (૬)**

શરીરની અશુચિ-અપવિત્રતા ચિતવવી, તે આ ભાવ નાનો મુખ્ય વિષય છે

મનુષ્યને પોતાના શરીર પર ઘણીજ આસક્તિ હોય છે અને તે એને રૂડુ-રૂપાળુ કે સુદર રાખવા માટે અનેક જાતના પ્રયત્નો કરે છે તેની આ આસક્તિ ટળે તો જ તે

બહિરાત્મા મટી અંતરાત્મા થઈ શકે આ આસક્તિ ટાળવા માટે જ તેની અશુચિતાનું ચિંતન કરવાનું છે

તે અંગે એક મહાપુરુષ કહે છે કે—

'જેના સંસર્ગથી ઊંચા સુગંધી પદાર્થો પણ થોડી-વારમાં અપવિત્ર થઈ જાય છે, તેવા આ અપવિત્ર અને અશુચિમય શરીરને પવિત્ર અને શુદ્ધ કરવાનો વિચાર રાખવો, એ ખરેખર મહામોહનું જ પરિણામ છે'

શ્રી વિનયવિજયજી મહારાજ શાંત-સુધારસ-ભાવનામાં કહે છે 'અહો ! મૂઢ જીવો ફરી ફરીને સ્નાન કરે છે, અને મલના સ્થાનરૂપ આ શરીરને ચંદન વડે ચર્ચે છે પછી અમે પવિત્ર છીએ એમ માનીને એના પર મોહ ધરે છે, પરંતુ એ શરીર કદી પણ શુદ્ધ થતું નથી ઉકરડો કદી પણ શુદ્ધ થાય ખરો ?'

ઉકરડો શબ્દ કદાચ કોઈને આકરો લાગે, પણ બરાબર વિચાર કરીએ તો આ શરીર ઉકરડા જેવું જ છે ઉકરડામાં જેમ એક વખતનો કચરો ઉપડ્યો ન ઉપડ્યો ત્યાં બીજો કચરો આવી પડે છે અને તેથી તે ગંધાતો જ રહે છે, તેમ શરીરમાંથી એકત્ર થયેલો મલ હટ્યો ન હટ્યો કે બીજો મલ ભેગો થાય છે અને તેથી તે ગંધાતું જ રહે છે, અપવિત્ર જ રહે છે

મહાત્મા સુંદરદાસ એક વૈરાગી પુરુષ હતા તેમણે શરીર અંગે એક સવૈયો કહ્યો છે, તે વિચારવા જેવો છે

હાડકો પિંજર ચામ મઢ્યો પુનિ,
માંહિ ભર્યો મલ-મૂત્ર-વિકારા,
શુક રૂ લાળ વહે મુખમેં પુનિ,
વ્યાધિ વહે નવ-બાર હિ દ્વારા
માસકી જીભસે ખાત સબે દિન,
તો મતિમાન કરો ન વિચારા,
એસે શરીરમે પૈઠ કે સુદર,
કૈસે હિ કીજિયે શૌચ આચારા.

શરીર એ હાડકાનુ એક પાંજરુ છે, તેને ચામડાથી મઢેલુ છે, અંદર મલ અને મૂત્રનો વિકાર ભરેલો છે, તેના મુખમાથી શુક અને લાળ વહે છે તથા એના નવ કે બાર દ્વારોમાથી×વ્યાધિઓ નિરંતર વહેતા હોય છે વળી માસની જીભ વડે તે નિરંતર ખાય છે, તેનો વિચાર હે મતિમાનો! તમે કેમ કરતા નથી? આવા શરીરમા પેસીને અમે શૌચનો આચાર કેવી રીતે કરીએ? અર્થાત્ ગમે તેવો શૌચાચાર પાળીએ તો પણ આ શરીર શુચિમય-શુદ્ધ-પવિત્ર થવાનુ નથી

૧૪-આસ્રવભાવના (૭)

આસ્રવ એટલે કર્મનુ આત્મા ભણી આવવુ તેના હેતુઓ અંગે ખાસ વિચારણા કરવી, એ આસ્રવભાવનાનો મુખ્ય વિષય છે

અહી એમ વિચારવુ ઘટે કે જેમ પર્વતમાથી ચારે

×પુરુષને નવ દ્વાર હોય છે અને સ્ત્રીઓને બાર દ્વાર હોય છે.

બાજુ પડતા ઝરણોના પાણી વડે તળાવ જલ્દી ભરાઈ જાય છે, તેમ મિથ્યાત્વ, અવિરતિ, પ્રમાદ, કષાય અને યોગના કારણે આવેલા કર્મો વડે આત્મા ભરાઈ જાય છે, તેથી હે જીવ! તુ એ પાચે કારણોથી વિરામ પામ

મિથ્યાત્વના યોગે અનાદિ કાળથી તુ આ સસારમા ભટકતો રહ્યો છે અને તે કર્મની ઉત્પત્તિનુ મુખ્ય કારણ છે, એમ સમજી તેનો ત્યાગ કર

વિષયના રસમા લુબ્ધ બનેલા હાથી, માછલા, ભમરા પતંગિયા, હરણ વગેરે પ્રાણીઓના આખરી હાલ શુ થાય છે? એ વિચારી તુ વિષયરસ–અવિરતિને છોડી દે

હે આત્મન્! દિવસ અને રાત્રિ સડસડાટ ચાલ્યા જાય છે કાળ કોઈને માટે ઊભો રહેતો નથી, જે ક્ષણ ગઈ તે પાછી આવતી નથી, એમ વિચારી તુ પ્રમાદનો ત્યાગ કર અને ક્ષણે ક્ષણનો ઉપયોગ આત્મહિતાર્થે કર

હે જીવ! ક્રોધ, માન, માયા અને લોભ એ ચાર મહાન લુટારાઓ તારી આત્મસમૃદ્ધિને લૂટી રહ્યા છે, માટે તેનાથી ચેતીને ચાલ ક્રોધ પ્રીતિ કે સદ્ભાવનો નાશ કરે છે, માન વિનયનો નાશ કરે છે, માયા પ્રતિનો નાશ કરે છે અને લોભ સર્વનો નાશ કરે છે, એમ વિચારી ચારે કષાયનો ત્યાગ કર

હે ચેતન! તુ મનથી કેટલા કર્મો બાધે છે, વચનથી કેટલા કર્મો બાધે છે અને કાયાથી કેટલા કર્મો બાધે છે? તેનો વિચાર કર

અસંયમનુ ફળ બૂરુ છે અને સંયમનુ ફળ સારુ છે, એ વાત તુ કદી પણ ભૂલીશ નહિ તે માટે તુ કંડરિક અને પુંડરીકની વાત બરાબર વિચાર

## કંડરિક અને પુંડરીકની વાત

મહાવિદેહ ક્ષેત્રમા પુંડરિકિણી નામની નગરી હતી તેમા કંડરિક અને પુંડરીક નામના બે બંધુઓ હળીમળીને રાજ્ય કરતા હતા તેમા કંડરિક નાનો હતો અને પુંડરીક મોટો હતો એક વાર કોઈ નિર્ગ્રંથ મહાત્માની વૈરાગ્યમય અમૃતવાણી સાભળીને પુંડરીકને દીક્ષા લેવાની ભાવના થઈ, તેથી તેણે લઘુબંધુ કંડરિકને કહ્યુ કે 'હવે રાજ્ય તુ સભાળ, હુ તો સંયમમાર્ગે વિચરી આત્માનુ કલ્યાણ કરીશ ' આ સાભળી કંડરિકે કહ્યુ કે 'તમે સુખશાતિની પ્રાપ્તિ કરાવનાર સંયમમાર્ગે જવા તૈયાર થયા છો અને મને નરકમા મોકલનાર રાજ્ય અર્પણ કરો છો, એ ઠીક નથી. રાજ્ય તમે જ સભાળો અને હુ સંયમમાર્ગ ગ્રહણ કરીશ ' આમ કહી તેણે પોતાના ભાગનુ રાજ્ય પુંડરીકને સોપ્યુ અને પોતે પ્રવ્રજિત થઈ સંયમની સાધના કરવા લાગ્યો

સંયમની સાધના આખરે સુખકર છે, પણ કરવી સહેલી નથી તેમા અનેક જાતના તપ કરવાના હોય છે, તેમજ અનેક જાતની કઠિનાઈઓનો સામનો કરવો પડે છે અને લૂખોસૂકો જેવો આહાર મળે તેવો વાપરવો પડે છે આમ ૧૦૦૦ વર્ષ સુધી કંઇક તપસ્યાઓ કરી લૂખોસૂકો આહાર કરતા ગયા એવામા એક વાર અશુભ કર્મના ઉદયથી કંડરિકની તબિયત લથડી અને તેનુ મન

સંયમપાલન પરથી હટી ગયું. સંસારમાં ફરી દાખલ થવાનો વિચાર કરી તે પુંડરિકિણી નગરીએ આવ્યો અને નગર બહાર અશોકવનમાં ઉતર્યો. ત્યાં પોતાના ઓઘો અને મુહ-પત્તી એક વૃક્ષની ડાળીએ લટકાવી દીધા. પછી તે વિચાર કરવા લાગ્યો કે 'હું અહીં આવ્યો તો ખરો પણ પુંડરીક મારું રાજ્ય મને પાછું આપશે કે નહિ? ન આપે તો મારે શું કરવું?' જ્યાં લોભ જાગે છે, ત્યાં મનુષ્યને ન કરવા યોગ્ય પણ અનેક વિચાર આવી જાય છે.

એવામાં વનપાળે વધામણી આપવાથી પુંડરીક ત્યાં આવ્યો અને પોતાના ભાઈની આવી હાલત જોઈ ઘણો ખેદ પામ્યો. ચિંતામણિરત્ન-તુલ્ય સંયમમાર્ગ પામ્યા પછી આ દશા? તો કંડરિકને સંયમમાં પુનઃ સ્થિર થવા ઘણું સમજાવ્યો, પણ કંડરિક સમજ્યો નહિ. તેને તો હવે ફરી સંસારમાં દાખલ થઈ તેના સુખ ભોગવવા હતા. આથી પુંડરીકે તેને રાજ્ય સોંપ્યું.

કંડરિક તેજ દિવસે રાજધાનીમાં દાખલ થયો અને પોતાના મહેલે આવ્યો. 'આજે તો પેટ ભરીને ભાવતું ભોજન કરવું છે' એમ વિચારી તેણે અનેક જાતની સ્વાદિષ્ટ વાનીઓ બનાવવાનો રસોઇયાને હુકમ કર્યો અને તે તૈયાર થતાં આકંઠ ભોજન કર્યું. જ્યાં આસક્તિ તીવ્ર હોય ત્યાં પ્રમાણનું ભાન ક્યાંથી રહે? સાંજ પડી અને તેના પેટમાં ચૂક આવવા લાગી. પછી ઝાડા શરૂ થયા અને તે એક સરખા ચાલુ જ રહ્યા. કોઈએ તેના તરફ વિશેષ લક્ષ

આપ્યુ નહિ, કારણ કે તે ચારિત્રથી પતિત થઈને આવ્યો હતો આથી કંડરિકને આર્તધ્યાન અને રૌદ્ર ધ્યાન થવા લાગ્યા, અને એ અવસ્થામા જ તે મરણ પામ્યો, એટલે સાતમી નરકે ઉત્પન્ન થયો

આ બાજુ પુંડરીકને સસાર પર ભારે વૈરાગ્ય થયો, એટલે તેણે વિચાર કર્યો કે મારા ભાઈએ જે ઓઘો–મુહપત્તી અશોક વનમા ઝાડની ડાળીએ લટકાવ્યા છે, તે લઈને ગુરુ પાસે જઉ અને ચારિત્ર લઉં પછી તેણે અશોકવનમા જઈ ઝાડની ડાળીએ બાંધેલા ઓઘો–મુહપત્તી ગ્રહણ કર્યા અને ચારિત્ર અગીકાર કરવા ગુરુ સમીપે ચાલ્યો ત્યા રસ્તામા ઉઘાડા પગે ચાલતા કાંટા–કાકરા ભોકાવા લાગ્યા અને પગમાથી લોહીની ધારાઓ છૂટી છતા તેનુ મન સયમમાથી પાછુ હઠ્યુ નહિ છેવટે તે શુભ ધ્યાનમા જ મરણ પામ્યો અને સર્વાર્થસિદ્ધ વિમાનમા દેવ તરીકે ઉત્પન્ન થયો આ પરથી હે જીવ! અસયમન અને સયમનનુ પરિણામ સમજી લે અને સયમમાર્ગે વિચારવાની ભાવના રાખ.

## ૧૫—સવરભાવના (૮)

આસવને રોકનારા ઉપાયો સબધી ચિતન કરવુ, એ આ ભાવનાનો મુખ્ય વિષય છે

આ ચિતન એ રીતે કરવુ ઘટે કે 'હે જીવ! તુ સમ્યક્ત્વ વડે મિથ્યાત્વનો નિરોધ કર, વિરતિ–વ્રત વડે અવિરતિનો નિરોધ કર, પ્રબળ પુરુષાર્થ દાખવી પ્રમાદનો નિરોધ કર, ક્ષમા–નમ્રતા–સરલતા–સતોષ વડે કષાયોનો

નિરોધ કર અને મનોગુપ્તિ, વચનગુપ્તિ તથા કાયગુપ્તિ વડે મન, વચન, કાયાની અશુભ પ્રવૃત્તિઓનો નિરોધ કર

હે જીવ! તું ઈર્યાપથિકી આદિ પાંચે સમિતિનું સ્વરૂપ બરાબર સમજી લે અને તેનું પાલન કરવામાં ઉત્સાહ રાખ

હે ચેતન! તું ક્ષુધા-પીપાસા આદિ બાવીસ પ્રકારના પરીષહો સમભાવે સહી લે અને દશ પ્રકારના યતિધર્મનું ઉત્સાહથી પાલન કર દશ પ્રકારનો યતિધર્મ શાસ્ત્રમાં આ પ્રમાણે જણાવ્યો છે

> खंति मद्दव अज्जव, मुत्ति तव संजमे य बोधव्वे।
> सच्च सोअं अकिंचणं च, बंभं च जइधम्मो ॥

'ક્ષમા, માર્દવ, આર્જવ, મુક્તિ, (નિર્લોભતા), તપ, સંયમ, સત્ય, શૌચ (અભ્યંતર પવિત્રતા), અકિંચનત્વ અને બ્રહ્મચર્ય એ દશ યતિધર્મો છે'

હે આત્મન્! સંવરની સિદ્ધિ માટે તું નિરંતર બાર પ્રકારની ભાવનાઓનું સેવન કર અને પાંચે પ્રકારના ચારિત્રનો[1] મર્મ વિચારી તેની ઉચ્ચ ભૂમિકાઓ અનુક્રમે ચઢતો જા

સમિતિ આદિનો વિચાર મુખ્યત્વે ત્યાગી પુરુષોએ કરવાનો છે અહીં ગૃહસ્થ સાધકે એવો વિચાર કરવો ઘટે કે 'સંવરની સાધના માટે મહાપુરુષોએ સામાયિક, પ્રતિક્રમણ, પૌષધ, જિનદર્શન, જિનપૂજા, ગુરુદર્શન આદિ જે જે ઉપાયો બતાવ્યા છે, તેનો હે જીવ! તું ખૂબ ખૂબ

[1] સામાયિક, છેદોપસ્થાપનીય, પરિહારવિશુદ્ધિ, સૂક્ષ્મસંપરાય અને યથાખ્યાત એ ચારિત્રના પાંચ પ્રકારો છે

આદર કર અને તેનુ ખને તેટલુ આરાધન કર વળી તુ શાસ્ત્રકાર ભગવતના એ શબ્દોને યાદ કર કે–

सामाइय-पोसह-सठियस्स जीवस्स जाइ जो कालो ।
सो सफलो बोधव्वो, सेसो ससारफलहेऊ ॥

'સામાયિક અને પૌષધમા રહેલા જીવનો જે સમય જાય છે, તે સફળ જાણવો અને બાકીનો બધો સસારને વધારનારો જાણવો

## ૧૬–નિર્જરાભાવના (૯)

કર્મનિર્જરાના ઉપાયો અગધા ચિતન કરવુ, એ આ ભાવનાનો મુખ્ય વિષય છે

અહી એમ વિચારવુ ઘટે કે 'ઇંધનનો ઢગલો અગ્નિથી બળીને ખાખ થઈ જાય છે, તેમ કર્મનો ઢગલો તપવડે બળીને ખાખ થઈ જાય છે, અથવા તળાવનુ પાણી જેમ સૂર્યના આકરા તાપથી શોષાઈ જાય છે, તેમ કર્મ પણ તપથી શોષાઈ જાય છે, માટે હે જીવ! તેનુ આરાધન કર

'તપ મારાથી કેમ થશે? એમા તો ઘણુ કષ્ટ સહન કરવુ પડે ' એવો વિચાર તુ હરગીઝ કરીશ નહિ, કારણ કે તે નરક નિગોદ-તિર્યંચના ભવમા અનેક કષ્ટો સહન કર્યા છે, તેનો તો આ લાખમો ભાગ પણ નથી વળી તને કાયાની માયા એવી તે કેવી વળગી પડી છે કે તારાથી નાની સરખાયે તપશ્ચર્યા થતી નથી! શ્રી મહાવીર પ્રભુએ કેટલી તપશ્ચર્યા કરી, તેનો તુ વિચાર કર એ મહાપ્રભુએ સાધનાકાળમા મોટા ભાગે ઉપવાસો જ કર્યા હતા અને તુ તો થોડા ઉપવાસ કરતા પણ ગાજી જાય છે

હે જીવ! તુ અતિ ખાવાની તૃષ્ણા છોડી દે અને ઉદર થોડુ ઊણુ રાખવામા જ સતોષ માન વળી તુ ઉદર-પૂર્તિ માટે વિવિધ વાનીઓનો ઉપયોગ કરે છે, તેની સખ્યા ઘટાડ અને રસનો પણ બને તેટલો ત્યાગ કર, કારણ કે એ રસો વિકારને ઉત્પન્ન કરે છે અને સયમને તોડે છે

હે જીવ! તુ સયમપાલન અર્થે કાયાની સુખશીલ-તાનો ત્યાગ કર અને ધર્મસાધના નિમિત્તના લોચ, વિહાર, આદિના કષ્ટો સમભાવે સહી લે એથી તારા કર્મની નિર્જરા થશે વળી હે ચેતન! તુ બને તેટલુ એકાતનુ સેવન કર અને અગોપાગ સકોચીને રહે, કારણ કે એ પણ સુદર તપશ્ચર્યા છે

વળી જિનેશ્વર ભગવાને બતાવેલી અભ્યતર તપશ્ચર્યા પણ ઘણી સુદર છે દોષ લાગતા પ્રાયશ્ચિત્ત લેવુ, મોક્ષના સાધનોનો વિનય કરવો, આચાર્ય, ઉપાધ્યાય આદિ દશનુ નિરાશસ ભાવે વૈયાવૃત્ત્ય કરવુ, શાસ્ત્રનુ અધ્યયન-અધ્યાપન કરવુ, કાયોત્સર્ગ અવસ્થામા રહેવુ અને કષાયાદિનો વ્યુત્સર્ગ (ત્યાગ) કરવો

આ તપશ્ચર્યાની યથાશક્તિ આરાધના કરવાથી તે ભવોભવમા બાધેલા કર્મો ખરી જશે અને તુ તારા નિર્મળ સ્વરૂપને પામી શકીશ

૧૭—ધર્મસ્વાખ્યાતભાવના (૧૦)

સર્વજ્ઞ શ્રી જિનેશ્વર દેવોએ ધર્મ સારી રીતે કહ્યો છે, તેનુ ફળ ઘણુ મોટુ છે, તેના મહિમાનો પાર નથી, વગેરે

ચિંતવવું, તે આ ભાવનાનો મુખ્ય વિષય છે

અહીં એમ વિચારવુ યોગ્ય છે કે જિનબાંધવ શ્રી તીર્થંકર દેવોએ જગતના હિતાર્થે દાન, શીલ, તપ અને ભાવ એ ચાર પ્રકારનો ધર્મ સારી રીતે ઉપદેશેલો છે, તે મારા મનમા નિરતર વાસ કરો. આ સિવાય અપેક્ષાભેદથી ધર્મનુ વિવિધ રીતે કથન કરેલુ છે, તેમા પણ મારી આદરબુદ્ધિ હો

મોટુ ગન્ય, સુદર સ્ત્રી, પુત્રોના ઘરે પણ પુત્રો, રમણીય રૂપ, સરસ કવિત્વશક્તિ, ચતુરાઈ, મધુરકઠ, નીરોગીપણુ, ગુણનો સચય, સજ્જનતા, સદ્બુદ્ધિ ઈત્યાદિ ધર્મરૂપી કલ્પવૃક્ષના ફળો છે આ જગતમા કોઈ વસ્તુ એવી નથી કે જે ધર્મના પ્રતાપે પ્રાપ્ત કરી ન શકાય.

ધર્મ આ જગતમા ઉત્કૃષ્ટ મગળ છે તેનુ યથાર્થ આરાધન કરનાર દેવનો દેવ બની ત્રિલોક વડે પૂજ્ય છે

ધર્મ એ સસારસાગરને તરવાનુ ઉત્તમ વહાણ છે તે પ્રવાસીને મોક્ષરૂપી બદરે પહોચાડે છે માટે હે ચેતન! તુ ધર્મનુ બને તેટલુ આરાધન કર

તુ અનેક કાર્યોમાં વ્યગ્ર હો, છતા ધર્મનુ આરાધન કરતો રહેજે ટીપે ટીપે સરોવર ભરાય છે, એ તુ કદી ભૂલીશ મા

જેમણે ચડતા પરિણામે ધર્મનુ આરાધન કર્યું, તે સુખી થયા અને બાકીના રખડી પડ્યા, એમ વિચારી તુ નિરતર ધર્મનુ આરાધન કર

## ૧૮—લોકસ્વરૂપભાવના (૧૧)

લોક એટલે વિશ્વ, જગત્ કે દુનિયા તેનુ સ્વરૂપજ્યા સુધી મનમા બરાબર વસ્યુ ન હોય ત્યા સુધી નરક, સ્વર્ગ મોક્ષ વગેરેના સ્થાનો બરાબર સમજાતા નથી અને ભૂવલય વિષે પણ તરેહ તરેહની શકાઓ થાય છે, તેથી લોકસ્વરૂપ બરાબર સમજી લઈને તેનુ ચિત્ર મનમા અકિત કરવુ જોઈએ એ ચિત્ર અકિત કરવા માટે આ ભાવના ખૂબ ઉપયોગી છે

તેમા આ રીતે ચિતવવુ કે—આ લોકરૂપી પુરુષ પગ પહોળા કરીને ઊભેલો છે અને તેણે પોતાના બે હાથ કેડ ઉપર રાખેલા છે એક બીજાની નીચે નીચે વીસ્તીર્ણ છત્રાકારે રહેલી રત્નપ્રભા વગેરે સાતે નરકભૂમિઓ તેના બે પગના સ્થાને છે

અસખ્યાત દ્વીપ–સમુદ્રવાળો મધ્યલોક તથા સૂર્ય ચદ્રાદિ જ્યોતિશ્ચક્રો તેના કદોરાના સ્થાને છે તેની ઉપર પહેલા–બીજા અને ત્રીજા–ચોથા દેવલોકની ઉપર બ્રહ્મલોક અર્થાત્ પાચમો દેવલોક તેની બે કોણીઓ છે અને ઉપર બીજા ૭ દેવલોક, ગ્રૈવેયક, અનુત્તરવિમાન અને છેવટે આવેલી સિદ્ધશિલા એ તેના મસ્તકના સ્થાને છે

કુલ ચૌદ રજ્જુ પ્રમાણુ ઊચો આ લોક અનાદિ, અનત અકૃત્રિમ અને શાશ્વત છે તથા ધર્મ, અધર્મ, આકાશ, કાલ, પુદ્ગલ અને જીવ એ છ દ્રવ્યોથી ભરેલો છે તેની ચારે બાજુ અલોકાકાશ આવેલુ છે, અર્થાત્ આ લોક આકાશના એક ભાગમા જ અવસ્થિત છે

આ લોકરૂપી રંગમંડપમાં આત્મા એ નટ છે અને કાલ, સ્વભાવ, નિયતિ, કર્મ તથા ઉદ્યમ એ પાંચ સમવાય કારણો રૂપી વાજિંત્રોએ નચાવ્યા મુજબ નાચે છે

હે ચેતન! ચર અને સ્થિર, જંગમ અને સ્થાવર વસ્તુથી ભરેલા આ લોકનું સ્વરૂપ તું બરાબર સમજી લે. આ લોક દ્રવ્યથી નિત્ય છે, ધ્રુવ છે, શાશ્વત છે, અને પર્યાયથી અનિત્ય છે, ચલ છે, અસ્થિર છે

આ લોકનો કોઈ પણ ભાગ એવો નથી કે જ્યાં તું કર્મવશાત્ ઉત્પન્ન થયો ન હોય આ લોકના સર્વ ભાગમાં તારું ભ્રમણ ચાલુ જ રહ્યુ છે

હે જીવ! આ લોકના મધ્યાળે રહેલી સિદ્ધશિલા તરફ જ તારી દૃષ્ટિ રાખ તારે એક દિવસ ત્યાં જ પહોંચવાનું છે.

૧૯—બોધિદુર્લભભાવના (૧૨)

આ જીવને બોધિલાભ થવો દુર્લભ છે, એમ ચિંતવવું, તે આ ભાવના નો મુખ્ય વિષય છે

અહીં વિચારની ધારા એ રીતે વહેવી જોઈએ કે આ જીવને મનુષ્યત્વ, કર્મભૂમિ, આર્યદેશ, ઉત્તમકુળ, શરીર અને ઇંદ્રિયનું પૂર્ણ સામર્થ્ય, દીર્ઘ આયુષ્ય, સદ્ગુરુનો યોગ, શાસ્ત્રશ્રવણ અને બોધિની પ્રાપ્તિ ઉત્તરોત્તર ઘણી દુર્લભ છે

હે જીવ! તું મનુષ્યપણું શી રીતે પામ્યો? પ્રથમ નિગોદ અવસ્થામાં હતો ત્યાં અનંતા પુદ્ગલપરાવર્તનકાળ સુધી ઝડપી જન્મ-મરણ કર્યા જ કર્યા અને અનંત દુઃખ ભોગવ્યું પછી તું પૃથ્વીકાયાદિ સ્થાવરપણું પામ્યો અને તેમાં અસંખ્યાત ઉત્સર્પિણી-અવસર્પિણીઓ વ્યતીત કરી પછી

ત્રસપણું પામ્યો અને સંખ્યાતાકાળ સુધી બેઈંદ્રિય, તેઈંદ્રિય તથા ચઉરિંદ્રિયના ભવો કર્યા પછી પંચેંદ્રિયમાં પ્રવેશ કર્યો અને નરક તથા તિર્યંચ અવસ્થામાં ઘણા કાળ સુધી દુઃખનો અનુભવ કરી છેવટે તું મનુષ્યભવ પામ્યો શાસ્ત્રકારોએ તેને દશ દૃષ્ટાંતે દુર્લભ કહ્યો છે, તે યથાર્થ છે,

મનુષ્યપણું પામ્યા પછી કર્મભૂમિમાં અને તેમાંયે આર્યદેશમાં જન્મ પામવો દુર્લભ છે તે પણ તું પામ્યો આર્યદેશમાં પણ ઉત્તમ કુળની પ્રાપ્તિ વળી દુર્લભ છે, તે પણ તને પ્રાપ્ત થઈ તેમાં પણ શરીર અને ઇન્દ્રિયોનું પૂર્ણ સામર્થ્ય હોવું દુર્લભ છે, પણ તેય જો આયુષ્ય અતિ અલ્પ હોય તો શું થઈ શકે? ઘણા માણસો ગર્ભાવસ્થામાં મરણ પામે છે અથવા જન્મ પામ્યા પછી થોડાજ વખતમાં વિવિધ રોગોનો ભોગ બની મૃત્યુને આધીન થાય છે ત્યારે તું તો દુર્લભ એવું દીર્ઘાયુષ્ય પામ્યો

આ બધું પામવા છતાં બોધિનો લાભ વચો એટલે કે જૈન ધર્મની પ્રાપ્તિ થવી અતિ દુર્લભ છે[1] તને જૈન ધર્મની પ્રાપ્તિ થઈ, એ તારું પરમ પરમ સૌભાગ્ય માન અને અર્હિતદેવ, નિર્ગ્રંથ ગુરુ તથા સર્વજ્ઞ-કથિત ધર્મના સિદ્ધાંતોમાં પૂરેપૂરી શ્રદ્ધા રાખ

જૈન મહર્ષિઓએ બોધિ અર્થાત્ સમ્યક્ત્વને ચિં[illegible] મણિરત્ન અને કલ્પવૃક્ષથી પણ અધિક કહેલ છે, [illegible] તું વારંવાર વિચાર, અને [illegible] આ ભવનું [illegible]

---

૧ [illegible]

સમ્યકત્વ જેવી સુંદર કોઈ પણ વસ્તુ નથી, અને જો સમ્યકત્વ હોય તો જ્ઞાન અને ક્રિયા સફળ છે, માટે હે જીવ ! તું સમ્યકત્વમા બરાબર સ્થિર થા

## ૨૦—ચાર ભાવનાઓ

ધર્મધ્યાનની પુષ્ટિ માટે જૈન મહર્ષિઓએ મૈત્રી, પ્રમોદ, કરુણા અને માધ્યસ્થ્ય એ ચાર પ્રકારની ભાવનાઓ કહી છે, તે પણ અતિ સુંદર છે

બૌદ્ધ ધર્મમા પણ આ ચારે ભાવનાઓનો સ્વીકાર થયેલો છે અને તેને બ્રહ્મવિહારના વિશિષ્ટ નામથી ઓળખવામા આવે છે 'વિસુદ્ધિમગ્ગ' નામના બૌદ્ધ ગ્રથમા તેનો ઘણો વિસ્તાર છે

શ્રીપતંજલિ મુનિએ પણ યોગશાસ્ત્રમા આ ચાર ભાવનાઓને સ્થાન આપેલું છે અને તેને ધ્યાનસિદ્ધિમાં ઉપકારક માની છે

આ રીતે ભાવના આત્મવિકાસમા અત્યત ઉપયોગી હોઈ દરેક મુમુક્ષુએ તેનુ સેવન કરવુ જરૂરી છે શુભ ભાવના દ્વારા સહુ પોતાનુ અભીષ્ટ સાધો, એ જ અભ્યર્થના ,

॥ इति शम् ॥